૫૮૫૧

# તરજુમો કરનાર તરફનો દીબાચો.

આનાનુ પુસ્તક ગુજરાતી વાંચક વર્ગની સનમુખ ધરતી વખતે મારે થોડાક બોલો ખુલાસા તરીકે કહેવાની જરૂર દીસે છે. ગયા જાનેવારી માસના "નાઇનતીન્થ સેનચ્યુરી" નામના ઇંગ્રેજી માસીક ચોપાન્યામાં જયારે "જરથુસ્ત્ર અને બાઇબલ" એવાં મથાલાં હેઠળ આ તરજુમો કીધેલુ લખાણ પ્રગટ થયું ત્યારે તે વાંચયા પછી કેટલાક મીત્રોએ ખાહેશ દેખાડી હતી કે એ લખાણ ઇંગ્રેજીમાં છપાયું હતું અને વળી એક એવાં ચોપાન્યામાં આવેલું હતું કે, જે વર્ગમાં વંચાવું જોઇએ તે વર્ગમાં ઘણાં કોની જાણમાં પણ તે પુરતું આવ્યું ન હતું, તથા તે એક વખત વંચાયા પછી ભવિષ્યની ઓલાદના ધ્યાન ઉપર પણ આવવાનો કાંઇ નકકી સંભવ નહતો, તેથી જો એ લખાણ એક નાના પુસ્તકના આકારમાં સદાબરૂ છપાય અને તેનો ગુજરાતી ભાષામાં તરજુમો થાય તો તે જરથુસ્ત્રી ફીરકાના દરેક જણના અને મુખ્ય કરીને ગુજરાતી જાણનારાઓના તથા મોબેદ ટોળાના વાંચવામાં આવે. વળી એટલુંજ નહીં પણ એ લખાણ એક જુદાં ચોપાન્યામાં હોય તો પાંચે દહાડે કોઇના પણ વાંચવામાં આવ્યાથી તેનો કાંઇ ઉપ્યોગ થઇ શકે. આ ખાહેશ ઘણી વાજબી દેખાયાથી આ અદના લખનારે તે ઉપાડી લીધી હતી અને તેને પાર પાડવાને માટે એ લખાણના કર્તા રેવરન્ડ દોકટર એલ. એચ. મીલ્સને એક કાગળ લખીને એ ગ્રહસ્થની એ લખાણનો ગુજરાતી ભાષામાં તરજુમો કરવાને પરવાનગી મંગાવી હતી તેમજ એ લખાણને ઇંગ્રેજી ભાષામાંજ સદાબરૂ છપાવવાને એ માસીકના અધિપતિની રજા પણ એજ વિદ્વાન દોકટરની મારફતે મંગાવી હતી. પણ જ્યારે દો. મીલ્સે પોતાના લખાણનો ગુજરાતીમાં તરજુમો કરવાને અને તેને છપાવીને પારસી આલમમાં વેહેંચવાને કાંઇ પણ આનાકાની કર્યા વગર મેહેરબાની તરીકે પરવાનગી આપી હતી ત્યારે "નાઇનતીન્થ સેનચ્યુરી"ના અધિપતિએ એ લખાણને ઇંગ્રેજીમાં છપાવાની પરવાનગી આપવાને ના પાડી હતી, તો જો કે એ લખાણનો તરજુમો કરવા દેવાની તેણે મના કીધી નહતી. એટલા માટે એ લખાણનો ગુજરાતી તરજુમો જેટલી સમજી શકાયે એટલી સાદી ભાષામાં મેં કીધો છે અને તેને પારસી આલમ અને મુખ્ય કરીને ગુજરાતી

વાંચક વર્ગ આગળ ધરવાની રજા લેઉંછું, પણ જેઓ ઈંગ્રેજી ભાષાથી વાકેફ હોય તેમને એ લખાણ ખુદ તેના લખનારના બોલોમાંજ વાંચવાની ભલામણ કરીશ, કેમકે કદાચ મારા તરજુમામાં એ વિદ્વાંનની ખાતરી કરે એવી દલીલોની જહમક પુરતી રીતે આવી ન હશે, તો જો કે મેં એ તરજુમાંમા બનતી મેહનત લઇને અસલ લખાણની મૂળ મતલબ સાચવી રાખવાની તજવીજ કીધી છે.

હવે એ લખાણ ખ્રીસ્ટી આલમ હજુર ધરવામાં એ વિદ્વાંન ક્રીસચ્યન ધર્મગુરૂ ડૉ. મીલ્સે જરથુસ્ત્રી ધર્મને આખી સુધરેલી દુન્યામાં કાંઇ થોડો આશકારા કર્યો નથી. ત્યારે જે વિદ્વાને જરથુસ્ત્રી આલમને પોતાની આભારી બનાવી છે તે વિદ્વાંનની એ ટોળા સાથે ઓળખાણ કરાવવાની જરૂર છે, અને તે વિશે એ વિદ્વાનના ઓલાદ કેળવણી અને કામો ને લગતી જે વીગતો મળી આવી છે તે પાછલા ભાગમાં આવી છે.

વળી એ વિદ્વાવાનના લખાણમાં સમાયેલી મુખ્ય તકરારો જરથુસ્ત્રી ધર્મના સાહિત્યના અભ્યાસીઓ શીવાય બીજાઓને એકેદમ સમજ ન પડે એવી હોવાથી આ ઠેકાણે એ લખાણમાં સમાયેલી મુખ્ય દલીલોનો ટુંક સાર આપવાની જરૂર જણાયે છે કે જેથી એ લખાણની ખુબી તથા અગત્યતા જલદીથી માલમ પડી આવશે.

ડૉ૦ મીલ્સ "જરથુસ્ત્ર અને બાઇબલ" ના લખાણ ૩ રથી એમ દેખાડવા માંગે છે કે ખ્રીસ્ટી ધર્મના મુખ્ય ફરમાનો અને મતો યાહુદી લોકોના ધર્મ તથા લખાણોની મારફતે જરથુસ્ત્રી ધર્મ ઉપરથી લાધેલાં છે, કારણ કે તેના જણાવ્યા પ્રમાણે જ્યારે યાહુદીઓ ઇરાની પાદશાહ સાઇરસને હાથે કેદ પકડાયા હતા, ત્યારે તે લોકોએ ઇરાનીઓમાં પસરેલા ઘણા સંસાર તથા ધર્મ સંબંધી વિચારો પોતામાં દાખલ કીધા હતા, એટલુંજ નહી પણ સાઇરસ પાદશાહે એ લોકો તરફ ઘણી માયા દેખાડી હતી, અને તેમને કેદખાનામાંથી છુટા કરીને તેમને શેહર (બેબીલોન) પાછા મોકલાવ્યા હતા, તથા તે શેહેરને પાછું બંધાવી અપાવ્યું હતું, તેથી ઇરાનીઓ અને એ યાહુદી લોકોમાં ઘણો ઘાડો સંબંધ બંધાયો હતો અને ધીમે ધીમે ઇરાનીઓના ધર્મ સંબંધી વિચારો અને મતો યાહુદીઓમાં ઘણા વેહેલથી દાખલ થવા પામ્યા હતાં. હવે એ યાહુદી લોકો વચ્ચે ખ્રીસ્ટી ધર્મના સ્થાપનાર જીસસ ક્રાઇસ્ટનો જન્મ થયો હતો અને તેથી તેની બચપણની કેળવણી તથા આચાર વિચારો યાહુદીઓમાં ચાલતા મતો પ્રમાણેનાં હતા, તથા તે વખતે એ યાહુદી લોકોમાં જરથુસ્ત્રી ધર્મના વિચારો બહોળી રીતે ફેલાયેલા હોવાથી ખ્રીસ્ટી ધર્મના મુખ્ય ફરમાનો અને ફતવા

ઓનું મુળ યાહુદીઓની મારફતે જરથુસ્ત્રી ધર્મ હતો એમ એ દો૦ દેખાડે છે. આ અનુમાનના ટેકામાં દો૦ માલ્સ નીચે જણાવેલી કેટલીક તવારીખ રૂપી તથા ધર્મ સંબંધી શાહદતો અને સરખામણીઓ ટાંકી બતાવે છે.

તવારીખ રૂપી શાહદતો આપતાં તે કહે છે કે "ઇરાની પાદશાહ સાઇરસે યાહુદી લોકોને કેદમાંથી છોડાવ્યા હતા, અને તેમને તેમનું શેહેર જે ભાંગીને ભુકો થઇ ગયુ હતું તે પાછું બંધાવી આપ્યુ હતું. ને હેમીયાની ચોપડીમાં એક ઇરાની પાદશાહ સાથે થયેલી મુલાકાતનું બ્યાન આપણને મલે છે. પાછલા વખતનો ઇસાયા એવી એક મુલાકાતનો ઘણો રંગીન હેવાલ આપી ગયો છે. બાઇબલના પ્રકરણો એક પછી એક તેમના (ઇરાનીઓના) રાજ્યો વખતે લખાયેલાં મળે છે. વળી મેજાઇ ધર્મગુરૂઓ જેઓ સાઇરસનો ધર્મ પાળતા હતા તેઓ પાછલા વખતમાં મેરીના છોકરા (ક્રાઇસ્ટ ને માન આપવા આવ્યા હતા, અને ક્રોસની ઉપર ફાંસી જતી વખતે કરાઇસ્ટ જે છેલ્લા બોલો બોલ્યા હતા તેમાંનો એક બોલ ઇરાની ભાષાનો હતો."....................................

"ત્યારે જો કોઈ પણ ધર્મ પુસ્તક આપણુ (ખ્રીસ્ટીઓનું) ધ્યાન ખેંચવાનો દાવો કરતું હોય તો તે મહાત્મા માઝદયસ્ની (સાઇરસ) નું ધર્મ શાસ્ત્ર છે કે જેણે ખોદાની મેહેરબાનીથી યાહુદી લોકોની આખી પાછલા વખતની તવારીખ મુકરર કરી હતી. કારણ કે જો તે માઝદયસ્નો સાઇરસ યાહુદીઓને પોતાને વતન પાછા લાવ્યો ન હતે તો પાછલા વખતના પેગમ્બરો જેરૂસલમમાં બોલ્યા ન હતે, જીસસ (ક્રાઇસ્ટ) બેથલેમમાં જનમ્યો નહતે અને તેણે તે મુલકમાં પોતાનો ધર્મ શીખવ્યો નહતે. વળી તે મોટા છુટકારો કરનાર (સાઇરસ) અને તેના વારેસોની મોટાઇ અને લાગવગ તે શેહેરમાં એટલાં બધા ફેલાઇ રહેલાં હતાં કે યાહુદીઓના પાછા ફરવા પછી ઘણો લાંબો વખત સુધી ધર્મ સંબંધી બાબદોપર લોકઉપયોગી લખાણો કરનારાઓ તે શેહેરને ઘણી બાબદોમાં એક ઇરાની શેહેર તરીકે ગણતા હતા."

એવી રીતનો ઈરાનીઓ અને યાહુદીઓ વચ્ચે તવારીખ રૂપી સંબંધ દેખાડીને એ વિદ્દાન લખનાર એ બને ટોળાના ધર્મ સંબંધી વિચારોમાં મળતું એકસરખાપણુ દેખાડવાને નીચલી દલીલો અને સરખામણીઓ રજુ કરે છે.

(૧) બંધીખાનેથી પાછા ફરયા પછીનો યાહુદી લોકોનો જે ટોલો જરથુસ્ત્રી ફતવાઓને પસંદ કરતો ગયો અને તે પ્રમાણે ચા

લવા લાગ્યો તે ટોળાને જુના વિચારને વળગી રહેનારાઓએ "ફેરીસી," "ફારસી," પાછલા વખતમાં "પારસી" એવું નામ આપ્યું અને પોતે "સેદુસી" ને નામે ઓલખાવા લાગ્યા. હવે આ ફેરીસી ટોળાંવાલાઓએજ ક્રાઇસ્ટના મહ જબને પોતે માનતા વિચારોને અનુસરતો હોવાથી, કબુલ રાખ્યો હતો.

(૨) અવસ્તામાં જણાવેલા અહુરમજદ અને તેના હમશરીકો અમશાસ્પંદો વિષેનું બ્યાન અને વિચાર યાહુદીઓને તેમના કેદખાના વખતે ખબર પડેલા હોવા જોઇએ; કારણ કે જો સાઇરસના (જરથુસ્ત્રી) ધર્મગુરૂઓએ ઇઝરા (યાહુદીઓ) ના ધર્મગુરૂઓ સાથે વાદવિવાદ કરી હોય તો તેની અસર "નોકસ્ટીકો" (પ્રાસ્ટી ફીલસુફો) ના ટોલા ઉપર તેમજ ક્રાઇસ્ટની અગાઉ અને પછીના ધર્મ ઉપર થયેલી હોવી જોઇએ, કારણ કે તોબીતની ચોપડીમાં સાત મીનોઓ વિષે ઇસારો આવેલો છે, કે જે ચોપડીમાં વળી અવસ્તામાં જણાવેલા એક દેવનુ નામ પણ મળી આવે છે. તેમજ વલી ઝકેરીયા નામની કેતાબમાં ઇશ્વરની સાત આંખો (છે) જે આખી દુન્યામાં આમથી તેમ ફર્યા કરે છે, એવો ઇસારો મલે છે અને વળી રેવીલેશનનાં પુસ્તક પાંચમાના ફ૦ ૬ થામાં એક મેંઢાના સાત શીંગડાં અને સાત આંખો વિષે જણાવેલું છે જે ઉપરથી આ દુન્યાના સાતમીનોઓની મીસાળ આપેલી લાગે છે.

(૩) અવસ્તામાં જણાવેલા અહુરમજદના ગુણો અને કામો બાઇબલમાં જણાવેલા ખોદાના ગુણો અને કામોને લગભગ મળતાં છે.

(૪) અવસ્તાની માફક બાઇબિલમાં પણ શેતાનને સાંપની મીસાલ આપવામાં આવી છે. વળી જેમ વંદીદાદમાં જણાવયા પ્રમાણે અંગ્રમીનો અહુરમઝદની દરેક સારી પેદાયસની સાંમે એકકો હરીફ ઉભો કરે છે પણ અંતે તેની હાર થાયે છે અને તે બુરી પેદાયસને દુર કરવામાં આવે છે, તેમ જીનસીસમાં (બાઇબલની એક ચોપડી) જણાવયા પ્રમાણે સાંપની લાલચથી આદમ અને ઇવ ફસે છે અને તેમને ઇડનની (બેહેસ્તની) વાડીમાંથી હાંકી કાઢવામાં આવે છે.

(૫) અવસ્તામાં જેમ ગુસ્સાંના દેવને 'એશમ' દેવનું નામ આપવામાં આવયું છે તેમ તોબીત (યાહુદીઓનું એક ધર્મ પુસ્તક)ની કેતાબમાં એ દેવનું નામ આસ્મોદયુસ (Asmodeus) કરીને મળી આવે છે.

(૬) જેમ અવસ્તા પ્રમાણે મીનો આત્માઓ આ દુન્યામાં શરીર ધારણ કરીને પાપમાં ફસે છે તેમ બાઇબલમાં પણ મનુષ્ય જાતની પડતી ( fallof man ) ની બીના આવેલી છે.

(૭) જેમ અવસ્તામાં જણાવ્યું છે કે જરથુસ્ત્રના ખુનમાંથી ત્રણ કુમારીકાઓને કાંસુ સરોવરમાં નહાવા જતાં હમેલ રહેશે અને તેમને પેટે ત્રણ પેગમબરો જન્મ લેશે, તેમ બાઈબલમાં પણ એક કુમારીકા મેરીને પેટે કરાઇસ્ટનો જન્મ થયો હતો એવી બીના જણાવેલી છે. આ વિચાર અવસ્તા જમાનામાં પુરતી રીતે જાહેર હોવાથીજ કરાઇસ્ટના જન્મ વખતે માઝદયસ્ની મેજાઈ ધર્મગુરૂઓ એક કુમારીકાને પેટે અવતરેલા કાઇસ્ટની વાતો સાંભલીને તેને નમન કરવા ગયા હશે, એમ દૉ૰ મીલ્સ ધારે છે.

(૮) વંદીદાદમાં જણાવ્યા પ્રમાણે જરથુસ્ત્રને અંગ્રમીનો તથા દેવો તરફથી જે લાલચો દેખાડવામાં આવી હતી અને જે હેરાનગતી પુગી હતી તેવીજ રીતની લાલચો અને હેરાનગતીમાંથી કરાઇસ્ટને પણ પસાર થવું પડયું હતું એમ બાઇબલપરથી જણાય છે.

જરથુસ્ત્રી ધર્મના અને કાઇસ્ટની અગાઉના તથા કાઇસ્ટની પછીના ધર્મના મતોમાં ઉપલી સરખામણીઓ દેખાડયા ઉપરાંત દૉ૰ મીલ્સ ભવિષ્યની જીંદગી, કરણીના કાયદા અને રસ્તાખેજ વિષેના વિચારો યાહુદીઓએ જરથુસ્ત્રીઓ ઉપરથી અને તેમના પરથી ખ્રીસ્તીઓએ લીધા હતા એમ સાબેત કરે છે. પોતાના આ વિચારના ટેકામાં તે જણાવે છે કે ખુદ કાઇસ્ટના વખતમાં પણ ઘણા ધર્મ ચુસ્ત યાહુદીઓ ભવિષ્યની જીંદગીના મત વિષે ઘણા શકમંદ હતા, એટલુંજ નહી પણ 'સેદુસી' ના નામથી ઓલખાતો યાહુદી લોકોનો એક ટોળો ફરેસ્તાઓ, આત્મા, કે રસ્તાખેજ પણ માનતો ન હતો, તે છતાં તે ટોળો સંસાર મંડળમાં માન ભોગવતો હતો અને લાગવગ ધરાવતો હતો. વળી જયારે કાઈસ્ટની વખતમાં પણ આત્માના અમરપણા કે રસ્તાખેજ વિષેના મતો,

ચાંએ વખત થયે જણાયેલાં હોવા છતાં, યાહુદીઓમાં પુરતાં ફેલાયેલાં નહતા ત્યારે તે અગાઉના યાહુદીઓમાં એ વિષેના વિચારો જરથુસ્ત્રીઓના સમાગમ શીવાય ઉતપ્ન થયા ન હોય, કારણકે એ યાહુદીઓ પેનતાત્યુ (Pentateuch) કેતાબને માનતા હતા કે જે કેતાબમાં પણ આ મતો વિષે કાંઇ પણ ખુલ્લી રીતે જણાવેલું ન હતુ. વળી પાછલા ઇસાયાના વખતની અગાઉ એટલે યાહુદીઓના બંદીખાનેથી છુટી આવ્યા અગાઉ આત્માના અમર્ગપણા વિષેનો વિચાર યાહુદીઓમાં મુદલ જણાયેલો ન હતો એમ વિદ્વાંનો કબુલ કરે છે, પણ જરથુસ્ત્રી ધર્મ શાસ્ત્રમાં તો હમેશ સુખીની અમર્ગી વિષે જગે જગ કહેલું મળી આવે છે. વળી દો. મીલ્સ દેખાડે છે, કે અવસ્તામા જણાવ્યા પ્રમાણે જેમ દરેક માણુસની કરણી તેના રવાનની સામે આવીને ઉભી રહે છે અને તેના કરતુકો પ્રમાણે તેને બેહસ્ત કે દોજખમાં લઇ જાયે છે તેમ બાઇબલમાં મેથ્યુવાળાં પ્રકરણ (૩૫. ૩૭) માં પણ એક રવાનની સામે તેની સારી કરણી આવીને ઉભી રહે છે અને તેથી તે રવાન ખુશી અને અજબ થતું હોય એવું લખાણ મળી આવે છે.

વળી અવસ્તામાં જણાવ્યા પ્રમાણે રવાનો બેહેસ્તમાં રહ્યા પછી રસ્તાખેજ ને વખતે પાક થયેલી દુન્યામાં પાછા આવશે અને સોશીયંત જન્માને દુન્યાને આબાદ કરશે એવા વિચારને મળતો કાંઇ પણ વિચાર યાહુદીઓના કેદ પકડવા આગમજના ધર્મ પુસ્તકોમાં મળતો નથી પણ તેમના કેદમાંથી છુટી આવ્યા પછીના પુસ્તકો, જેવાં કે પાછલા વખતના ઇસાયા અને ડેનીયલની કેતાબોમાં આ મતલબના વીચારો ખુલ્લી રીતે જણાવેલા મળે છે.

આ ઉપલી તવારીખરૂપી તથા ધર્મ સંબંધી દલીલો રજુ કરીને દો. મીલ્સ સાબેત કરી આપે છે કે યાહુદીઓના બંધીખાના વખતે જરથુસ્ત્રી ધર્મના ફરમાનો તેઓએ પસંદ કરીને કબુલ કીધાં હતા, અને પાછલથી જ્યારે ક્રાઇસ્ટે પોતાનો ધર્મ ફેલાવવાનુ શરૂ કર્યું ત્યારે જરથુસ્ત્રી ધર્મના ફરમાનો પ્રમાણે ચાળનારો યાહુદીઓનો જે ટોલો ફેરેસી, ફારસી અથવા ઇરાની તરીકે ઓલખાતો હતો તે ટોલાના લોકોએ, ક્રાઇસ્ટના ફતવાએ પોતે માનતા ફરમાનો ને અનુસરતા હોવાથી, તેનો ધર્મ કબુલ રાખ્યો હતો. એવી રીતે યાહુદીઓના ધર્મ સંબંધી ભાગા તુટા વીચારોને એક સાથે કરવામાં અને મુખ્ય કરીને તેમનામાં આત્માના અમર્ગપણા તથા રસ્તાખેજના મતો પહેલ વહેલાંજ દાખલ કરવામાં જરથુસ્ત્રી ધર્મનો હાથ હતો. અને જ્યારે ખ્રાસ્ટી ધર્મના ફરમાનો યાહુદીઓમાં ચાલતાં તે વખતના વિચારો તથા મતો ઉપરથી ઘણા ખરા લેવાયાં હતા ત્યારે તો ખ્રીસ્ટી ધર્મ

પણ જરથુસ્ત્રી ધર્મ ઉપરથી રચાયો હતો એમ કહેવાઇ શકાય. આ રીતનો વિચાર ખ્રીસ્ટી ધર્મગુરૂઓમાંના કેટલાક કાએલ અને અપક્ષપાત ધર્મગુરૂઓ પણ હવે સ્વીકારતા જાયે છે અને બાઇબલના લખાણો વિષે નુકતેચીની કરનાર ઓકસફર્ડવાળા દો૦ શાઇન નામના ધર્મગુરૂએ તા૦ ૧૫મી જુલાઈ ૧૮૯૩નાં ધી એકેદેમીમાં એ વિષે ખુલ્લા બોલોમાં જણાવ્યુ છે.

હવે આ લખાણુ કરવાની દો. મીલ્સની મતલબ કાંઇ પોતાના ખ્રીસ્ટી ધર્મને વગોવવાની નથી, પણ જેઓ જરથુસ્ત્રી ધર્મને ખ્રીસ્ટી ધર્મ ઉપરથી બનાવી કાઢેલો જણાવે છે અથવા ખ્રીસ્ટી ધર્મના લખાણો ઉપરથી તથા ખ્રીસ્ટી સનેમાં હાલના હૈયાત અવસ્તા લખાણો થયેલાં છે એમ કહે છે તેઓને આ લખાણુથી જવાબ આપવાની નેમ રાખવામાં આવેલી લાગે છે.

જો કે પુર્વ તરફના સાહીત્યનો અભ્યાસ કરનારા યુરોપીયન વિદ્વાનોનો મોટો ભાગ એક અવાજે કબુલ રાખે છે કે જરથુસ્ત્રી ધર્મના ગાથા અને બીજા અવસ્તા લખાણો ખ્રીસ્ટી સનેની ૧૨૦૦થી ૧૫૦૦ વર્ષ આગમજ લખાયેલાં હોવા જોઇએ, તો પણ મરનાર પ્રોફેસર દારમસ્તેતે જેણે બબે વખત આખા અવસ્તાનો તરજુમો કીધો છે અને ગયે વર્ષેજ ત્રીજી વેળા ફ્રેન્ચ ભાષામાં (Annales du Musse Guimet 1892—93 Tome xxiv) તેનો તરજુમો બહાર પાડયો છે, તે વિદ્વાન પોતાના આ ફ્રેન્ચ તરજુમાના દીબાચામાં ગાથા તથા બીજાં અવસ્તા લખાણોને ખ્રીસ્ટી સનેની પેહેલી સદીમાં હાલમાં મળી આવતી હાલતમાં લખાયલાં જણાવે છે. એ વિદ્વાનની આતર્ક હજુ સુધી બીજા યુરોપીયન વિદ્વાનોએ કબુલ રાખી નથી, એટલુંજ નહી પણ ગયા દીસેમબર૧૮૯૩ના "કાનટેમપોરરી રીવ્યું"નામના ઇંગ્રેજી ચોપાન્યામાં જાણીતા પ્રોફેસર મેક્ષમ્યુલરે એક લખાણુ છપાવીને પ્રોફેસર દારમસ્તેતની આ તર્ક ને ખોટી પાડી છે. તેણે દેખાડી આપ્યું છે કે જબાન સનાસીના અભ્યાસીઓ અવસ્તા લખાણોનો જે સને માને છે, તેને ફેરવવા કે તેથી પાછલા વખત ઉપર એ લખાણો હૈયાતીમાં આવ્યા હતાં એમ કબુલ કરવાને પ્રોફેસર દારમસ્તેતે રજુ કીધેલી દલીલો કાંઇ મજબુત અને પુરતી નથી. પ્રોફેસર મેક્ષમ્યુલર ઉપરાંત અવસ્તાના બીજા યુરોપીયન અભ્યાસી વિદ્વાનો પણ અવસ્તા લખાણોને ઓછામાં ઓછા ક્રાઇસ્ટની ૧૨૦૦ વર્ષ અગાઉ મુકે છે. વળી દો. મીલ્સ જેવા કાએલ વિદ્વાનોની મેહેનતથી ખુલ્લી રીતે જણાય છે કે જરથુસ્ત્રી ધર્મના ફરમાનો અને લખાણો ખ્રીસ્ટી સનેની ઘણો લાંબો વખત અગાઉ દુન્યામાં જાહેર થયેલાં અને લખાયલાં હતા.

સેવટમાં આ તરજુમો કરવા દેવા માટે દો. મીલ્સ તથા "નાઇન્ટીન્થ સેનચુરી"નાં અધિપતિનો તેમજ એ તરજુમો તપાસનારા ગ્રહસ્થોનો દીલોજાનથી હું ઉપકાર માનું છું. વળી એ તરજુમો છપાવીને જરથુસ્ત્રી આલમ હજુર ધરવામાં મને મદદ કરવાને માટે નામદાર સર જમશેદજી જીજીભાઇ ટ્રાન્સલેશન ફંડના માનવંત ત્રસ્તી સાહેબનો પણ આ ઠેકાણે ઉપકાર માનું છું, તેમજ એ ફંડના સેક્રેટરી એરવદ જીવનજી જમશેદજી મોદી બી. એ. નો પણ હું થોડો આભારી થયો નથી.

ધનજીભાઈ નવરોજી કુરલેવાળા

મુંબઇ તા૦ ૧૬મી નવેમબર ૧૮૯૪



# રેવરન્ડ દાકતર લારેન્સ. એચ. મીલ્સ

## ની જીંદગીના ટુંક હેવાલ.



ઇસવી સન ૧૮૩૭ની તા૦ ૧૧મી ફેબરવારીને દીને યુનાઇટેડ સ્ટેટ સના ન્યુયોરક શેહેરમાં દાકતર મીલ્સનો જન્મ થયો હતો. આસરે બસો વર્ષ આગમજ તેનું કુંટુંબ જરમન હતું અને દાકટર મીલ્સનો જે વડવો પહેલ વહેલાં જરમની છોડીને અમેરીકામાં આવી વસ્યોં હતો તેનું નામ "વોનમુલ્લર" હતું. એ વડવો એક ગ્રહસ્થ આદમી હતો અને ઇસવી સન ૧૬૫૨માં તે જરમીનીથી ધર્મ સંબંધી છુટાપણુ ભોગવવાને માટે અમેરીકામાં આવી વસ્યો હતો. અમેરીકામાં આવી રહ્યા પછી તેના નામ માંથી "વોન" શબ્દ મુકી દેવાયો હતો અને "મુલ્લર" શબ્દ "મીલ્સ"માં બદલાઇ ગયો હતો. દાકતર મીલ્સનો આ વડવો યુનાઇટેડ સ્ટેટસમાં ન્યુ ઇગ લંડમાં વહેતી કેનકટીકત નદીપર આવેલા વીનડસર શેહેરમાં ઈંગ્રેજી કુટુબોમાં જઇ વસ્યો હતો. દાકતર મીલ્સની મા એક ઘણા પુરાણા "કેન" નામના આઇરીશ કુટુબ તરફથી ઉતરી આવેલી હતી અને તેણીનો પણુ જે એક વડવો અમેરીકામાં આવી વસ્યો હતો તે આયર્લેન્ડમાં "ઓનીલ"ના નામથી પ્રખ્યાત થયેલા કુટુંબના એક સરદારની ઓલાદનો હતો. ગ્રેટ બ્રીતનથી સંસ્થાનોને જુદાં પાડવાની લડાઇની વખતે તેણીના આ વડવા મી૦ જોન કેને ત્રીજા જયોરજ રાજાની તરફેણુ કીધી હતી. ઓકસફર્ડની પાઠશાળા ઓમાં વપડાતી લેટીન ડીક્ષનરીના કર્તા દો. એન્ડુરસ દો. મીલ્સના બાપ તર ફના એક સગા થતા હતા.

દો. મીલ્સ તા૦ ૩૧મી અકટોબર ૧૮૬૬માં ૨૯ મે વર્ષે યુનાઇટેડ સ્ટેટસના વરજીનીયા શેહેરમાં વસ્તા મી૦ રોબરટ પેજ સ્વાનની પુત્રી મીસ મરાયા ઓવેન સ્વાનની સાથે પરણ્યા હતા અને તેમને ઘેર હાલમાં ત્રણુ છોકરા અને એક છોકરી જન્મેલાં છે.

દો. મીલ્સ ઇ. સ. ૧૮૫૩માં સોળ વર્ષની ઉમરે નયુ યોર્ક શેહેરની પાઠશાળામાં દાખલ થયા હતા અને ૧૮૫૭માં ગ્રેજ્યુએટ થઇને બહાર પડ્યા હતા. ત્યાર પછી તેમણુ ધર્મ સબંધી પુખ્ત કેળવણી સંપાદન કર વાને માટે વરજીનીયા દેશમાં આવેલાં એલેક્ઝાન્ડ્રીયા શેહેરની ધર્મ સં

બંધી મદ્રેસામાં ગયા હતા અને ત્યાંથી ૧૮૬૦માં પોતાને વતન પાછા ફર્યા હતા. અહીયા તેમને ન્યુ યોર્ક સ્ટેતના બ્રુકલીન શેહેરના સેન્ટ એનના દેવળના મદદનીસ ધર્મગુરૂ તરીકે અને ત્યાર પછી વડા ધર્મગુરૂ તરીકેની જગ્યા મળી હતી. આ ઓધો યુનાઇટેડ સ્ટેટસમાં ઘણો મોભાવાળો ગણાયે છે અને "ચર્ચ ઓફ ઇંગલંડ"ના વડાના જેટલુંજ માન અને લાગ વગ એ ઓધાપર મળે છે. સેન્ટ એનના દેવળમાં છ વર્ષ રહ્યા પછી દો. મીલ્સની બદલી કેનકટીકત સ્ટેતના રાજધાણી હાર્ટફર્ડ શહેરમાં આવેલાં સેન્ટ જોન ના દેવળમાં થઇ હતી, કે જે જગ્યા ઉપર યુનાઇટેડ સ્ટેટસના હાલના આ લબનીના ધર્મગુરૂ હતા. આ જગ્યામાં ૧૮૭૨ સુધી રહીને દો. મીલ્સે પોતાને મન પસંદ અભ્યાસમાં રોકાવાની મતલબથી યુરોપ આવ્યા હતા, અને પોતાની પાસે પોતાના ગુજારાના સાંધણો હોવાથી પોતે ધર્મની ફીલ સુફી અને ભાષાશાસ્ત્રના અભ્યાસ પાછલ મંડયા હતા. અહીંઆ કેટલીક વખતે "અમેરીકન એપીસ્કોપલ"દેવળના ધર્મગુરૂ તરીકે એવણે ધંધો પણ ચલાવ્યો હતો અને ૧૮૭૪થી ચાર વર્ષની મુદત સુધી ઇટલીમાં આવેલાં ફ્લોરેન્સ શેહેરના "અમેરીકન એપીસ્કોપળ દેવળના જોડીયા વડા ધર્મગુરૂ તરીકેનો ઓધો ભોગવ્યો હતો."

દો. મીલ્સે પહેલાં જરમન તથા "નોરટીક"ફીલસુફીઓનો અભ્યાસ કર્યો અને પછી મુખ્ય કરીને પેલા મહાન જરમન ફીલસુફ કેન્ટની ફીલસુ ફીનો અભ્યાસ ચલાવ્યો: અને તેવણ પાસે હાલમાં તે જરમન ફીલસુફ તર ફથી બહાર પડેલી "કેન્ટસ ક્રીટીક ઓફ પ્યુર રીઝન"વાળી ચોપડીની તેના હાથની લખેલી એક નકલ છે. ઇસવી સન ૧૮૭૬માં દો. મીલ્સે કેન્ટની ફીલસુફી ઉપરથી અવસ્તામાં મળી આવતા દ્વિત્યપણાના (dualism) ના મતને સમજવાની નેમથી અવસ્તાની ફીલસુફીનો અભ્યાસ શરૂ કર્યો, કારણકે જરમન ફીલસુફો ફીકટે (Fichte) અને હીગેલ (Hegel) ની ફીલ સુફીઓનો પાયો અવસ્તા ઉપરથી લીધેલાં દ્વિત્યપણાના મત ઉપરથી રચાયેલો છે એમ માનવામાં આવે છે. ઈ. સ. ૧૮૮૧ની આગમજ તો તેવણે "ગાથા"ની એક પહેલી આવૃતી પ્રુફશીતમાં તૈયાર કરી હતી. આ પુસ્તકની પ્રોફેસર રોથે (તે વખતના પહેલી પંકતીના એક સંસકૃત વિદ્વાન) તેવણ પાસે માગણી કીવી હતી. દો. મીલ્સે આ અધુરી હાલ તનું પુસ્તક તે મહાન પુરૂષને આપ્યું હતું, કે જેણે ઇ. સ. ૧૮૮૪માં એ પુસ્તકના બીજા ભાગો છપાયે તો "ઘણું સારૂ અને જરૂરનું" હતું, એમ દો. મીલ્સને લખી જણાવ્યું હતુ. તેમજ વળી પ્રો. ગેલ્નરે પણ

તે પુસ્તકની માંગણી કરી હતી અને તે જોયા પછી લખી જણાવ્યું હતું કે "તમારાં પુસ્તક માટે ઘણો ઉપકાર માનુછું અને એ પુસ્તકથી મને તેમજ ગાથાના બીજા અભ્યાસીઓને ઘણો લાભ થવાની આશા રાખુ છું." ઈ. સ. ૧૮૮૪માં પ્રોફેસર મેક્ષમ્યુલરવાળી સેક્રેડ બુકસ ઓફ્ ધી ઇસ્તની ચોપડીઓની માળાને માટે યસ્ન, વીસ્પરદ, આફ્રીંગાન, અને ગાહનો તરજુમો કરવાને પ્રો. દારમસ્તેતે દો. મીલ્સને આગ્રહ કર્યો હતો હતો. ગાથા વિષે બોલતાં પ્રો. દારમસ્તેતે લખ્યુ છે કે ગાથાના ગુચવણ ભર્યા લખાણથી હું "હારી ખાઉ છું." આ ગાથા, યસ્ન ૬૦ નો તરજુમો દો. મીલ્સે ઇ. સ. ૧૮૮૭માં પ્રગટ કર્યો હતો, અને Berlin Literaturblate માં તેની વાખવાખી ભરેલી તપાસ લેવામાં આવી હતી, તથા "ન્યુ યોર્ક નેશન" પત્રમાં લખતાં પ્રો. દારમસ્તેતે જણાવ્યું હતું કે "આ તરજુમાની કીમત સઘલા ખાસ અભ્યાસીઓ પીછાણે છે અને તેમાંથી તેઓ બહોલી રીતે ફકરાઓ ટાંકે છે." વળી પ્રોફેસર મેક્ષમ્યુલરે ખાત્રી આપતાં લખ્યું છે કે "એ તરજુમાની સારી વખાણ થયેલી છે." ઇ. સ. ૧૮૯૦—૯૧માં દો. મીલ્સને "ચેમબરસીસ એનસાઇકલોપીડીયા"ની નવી આવૃતીમાં ઝંદ તથા ઝંદ અવસ્તા ઉપર લખાણ કરવાની માંગણી થઈ હતી, અને ચોકસ સફાઓ તે માટે ખાસ રાખવામાં આવ્યા હતાં. ઈ. સ. ૧૮૯૩માં J ૨ વાલા હસ્ત લેખોના જુમખાનો દીબાચો દો. મીલ્સે છપાવ્યો હતો, અને તેમાના ઝંદ લખાણોનો તરજુમો "સેક્રેડ બુકસ ઓફ્ ધી ઇસ્ત"વાળી માળાના ૩૧માં વાલમમાં તેવણે કર્યો છે. તથા એ જુમખામાંના ઘણા અગત્યના ઝંદ અને પહેલવી લખાણોને દો. મીલ્સે પોતાના ગાથાના છેલ્લાં પુસ્તકમાં એકઠા કર્યાં છે, ઉકળાવ્યાં છે, અને તેમનો તરજુમો આપ્યો છે. વળી ઇ. સ. ૧૮૯૩માં દો. મીલ્સે ગાથાના એક પ્રકરણનો સંસકૃત ભાષામાં કીધેલો તરજુમો પ્રો. આર. વોન રોથવાળા Testschrift માં છપાવ્યો હતો, કે જેમાં એવું લખાણ આવવાનું વિદ્વાનોમાં ઘણું માન ભરેલું ગણાયે છે. ઇ. સ. ૧૮૯૪ના જાનેવારી માસમાં દો. મીલ્સે નાઇનતીન્થ સેંનચુરી નામના માસીકમાં "જરથુસ્ત્ર અને બાઇબલ" એવા મથાલા હેઠલ એક લખાણ છપાવ્યું હતું અને એજ વર્ષના મે માસમાં એ વિદ્વાનનું "જરથુસ્ત્રના પાંચ ગાથા"નું કીમતી પુસ્તક સંપુર્ણ હાલતમાં બહાર પડયુ હતું. એ ગ્રંથ વિષે વિદ્વાનો એ નીચે પ્રમાણે મતો આપ્યાં છે. જ્યારે એ ગ્રંથનો એત્રતીયાકસ ભાગ બહાર પડયો હતો ત્યારે પ્રો. યુસ્તીએ તા૦ ૧૩મી મે ૧૮૯૩ના Gottingische Gelehrte

**Anzeigen** માં લખ્યું હતું કે "ગાથા વિષેની આપણી સમજણ આ ગ્રંથથી અતી ઘણી વધી છે"......."ઘણી જુદી રીતની અજાયેબ જેવી મેહેનતનુ તે એક પરીણામ છે." અને તા૦ ૧૮મી સપટેમબર ૧૮૯૩ના પેરીસના રીવ્યુ ક્રીટીકમા પ્રોફેસર દારમસતેતે એ ગ્રંથ વિષે લખ્યું હતું કે એ ગ્રંથ રચવામાં "મીલ્સને અતી ઘણી મહેનત"લેવી પડી હતી તથા એ ગ્રંથ વગર "અભ્યાસીઓને ચાલેજ નહીં."તેમજ વળી તા૦ ૨૦મી જુન ૧૮૯૪માં ન્યુ યોર્ક નેશન પત્રે આ ગ્રંથની તપાસ વેળા લખ્યું હતું કે "હવે પહેલવીનો આભ્યાસ નહી કરવાને વિદ્વાનોને કાંઇ બહાણું રેહેશે નહી." અને લાઇટ ઓફ એશીયાના કર્તા સર એડવીન આરનોલ્ડે ધી લંડન તેલીગ્રાફ પત્રમાં એ ગ્રંથ વિષે લખતાં જણાવ્યું છે કે "બહોલી વિદ્વતા તથા પુરાતન બાબદોથી એ ગ્રંથ ભરપુર છે".........આ કીમતી અને વિદ્વતા ભર્યું પુસ્તક ઓકસફર્ડ યુનીવરસીટીને માન આપે એવું છે" ..........."જરથુસ્ત્રી ધર્મની બાબદો ઉપર લખાણ કરનારાઓમાં એનો ગ્રંથ કર્તા પહેલો મુકાયે એમ સાબેત થાયે છે." દો. મીલ્સ હાલમાં ગાથાનો એક ટુંક શબ્દ કોશ તૈયાર કરે છે અને જો બનશે તો તેમાં આખી અવસ્તાના શબ્દોનો પણ સમાવેશ કરશે. વળી એવણ આગળ કહેલા પ્રો. આર. વોન રોથવાળા **Testschrift** માં છપાવેલા ગાથાના સંસકૃત તરજુમાની ઢબે ગાથાના બીજા પ્રકરણોનો સસકૃત તરજુમો પુરો કરવામાં રોકાયેલા છે, અને એ તરજુમાને તેવણ છપાવી પ્રગટ કરવાના છે.

# જરથુસ્ત્ર અને બાઈબલ.

(ઇ. સ. ૧૮૯૪ના જાનેવારી મહીનાના 'નાઇનટીન્થ સેનચ્યુરી' નામના એક ઈંગરેજી માસીકમાં રેવરન્ડ ડા૦ ચેરેન્સ. એચ. મીલસની કલમથી લખાયલી એક આરટીકલનો એ વીદ્વાનની તથા એ માસીકના અધીપતીની ખાસ પરવાનગીથી કરેલો ગુજરાતી તરજુમો.)

ઝંદ અવસ્તા ઉપર ભાવ રાખનારા પણ તેને ઉપર ટપકેથી વાંચી જનારાઓ આ બાબદ પર ધ્યાન આપતા નથી કે એ અસલી વખતના લેખોમાં આપણને ઘણા જુદા જુદા જમાનાનાં લખાણો મળે છે, અને વળી બીજી બાબદોમાં બારીક જુસ્તેજુઇ કરવાની શકિત ધરાવનારા વીદ્વાનો પણ કેટલીક વખત એવીજ ભુલ કરતા આવ્યા છે, અને એવી જાતનાં બીજાં લખાણોની માફક અવસ્તા લખાણોનું ચોકસ લક્ષણ તેઓ ધ્યાનમાં રાખતા નથી, કારણકે કેટલીક વખત એ લખાણોને દરેક પાને જે બાબદો આવેલી છે તે બાબદો લગભગ અથવા તદન જુદી જુદી તરફથી લઇને ગોઠવેલા ફકરાઓની બનેલી હોય છે અને તેમના લખનારાઓના જમાનામાં સેંકડો વર્ષોનો તફાવત રહેલો છે તે સમજ્યા અથવા જાણ્યા વગર તેઓ ઘણીક વખત અવસ્તા લખાંણોનાં પાનાં ઉઠલાવી જાય છે. તેથી કરીને પાછલા જમાનાના પણ તે છતાં અસલ અવસ્તામાં તેમને જણાતી કેટલીક ખામીઓ જાણેકે ખુદ જરથુસ્ત્રના લખાણો[1] સાથે મુખ્ય સંબંધ રાખતી હોય એમ બતાવી આપવામાં તેઓ મજાહ લે એ બનવા જોગ છે.

પણ આગલા અવસ્તાના લખનાર અથવા લખનારાઓને પાછલી સદીઓનાં વહેમો સાથે કાંઇ પણ અતલગનો કે ચોકસ સંબંધ હતો નહી; અને પાછલા અવસ્તામાં સચવાઇ રહેલી કેટલીક વીચીત્ર કહાણીઓ અને નજીવી કીયાઓથી ઉત્પન્ન થતા ગેરફાયદાઓની આપણે ઘણી સહ

---

૧ સાસાનીયન પાદશાહાતના વખતમાં પાછા સજીવન કીધેલા જરથુસ્તી મહજબને અવસ્તા તરીકે કહેવાનું અથવા લખવાનું સાધારણ થઇ ગયું છે, તો જેકે ખ્રીસ્ટી પહુરેનગાર મરદોની જીંદગીનાં લખાણો અને "ન્યુતેસતમેંટ"ના લખાણોમાં જેટલો ફરક છે તેટલોજ ફરક આગલા તેમજ પાછલા અવસ્તા અને એ સજીવન કીધેલા મહજબમાં છે.

રાગાત કરીએ છીએ. અસલી ધર્મના આ જલવાઇ રહેલાં લખાણોમાં સમાયલા ઉમદા મુળતત્વોની કીમત આ કાહાણીઓ અને કીગાઓથી કેવી રીતે ઓછી થઈ શકે ?

એવી દમ વગરની બાબદો વાંચ્યાથી આપણને ખેદ ઉત્પન્ન થાયછે ખરો, પણ હાલના ઘણાખરા ધર્મોમાં એવીજ નીરૂપયોગી બાબદો જોવામાં આવે છે. વળી ઝંદ અવસ્તાના પાછલા જમાનાના કેટલાક ફકરાઓમાં કોહોવાટના દેવ (દ્રુજે નસુસ) સાથની લડાઇનું જે બ્યાન આપવામાં આવ્યું છે, અને જે આપણામાંના કેટલાકોને ઘણુંજ હસવા સરીખુ લાગતું હશે, તે ખરેખર એક નીરૂપયોગી બાબદ તરીકે કદાચજ લેખી શકાય, કારણકે તેમાં સુખ શાંતીનો એક એવો નીચમ દેખાડવામાં આવ્યો છે કે જે નીયમને રદ કરવા કરતાં પાલવામાં આપણને લાભ છે.૧ નીચલી સરખામણી દેખાડવામાં, ટુંકુ કરવાની મતલબથી, ઘણું કરીને હું અસલ પણ પાછલા વખતનાર અવસ્તામાંથી બાબદો લઇશ અને અસલી બાબ

૧ કોહોવાટને દુર કરવાના હાલમાં જણાયેલા સાધનની-disinfection-તેમને આપણી આગમજ ખબર પડેલી હતી અને તેથી તેઓએ તત્વજ્ઞાનની એક ઘણીજ વહેવાર ઉપયોગી શોધનો લાભ લેવાની પહેલ કાઢી હતી.

૨ ગાથા, જે જરથુસ્ત્રે અથવા તેના નજદીકના ગોઠીયાઓએ કે તેના ચેલાઓએ રચેલા અસલ ભજનો છે, તેને ખુદ અવસ્તા તરીકે ગણવામાં આવે છે. તેઓ બાકીનાં અવસ્તા લખાણોથી ઘણા જુદા છે અને જરથુસ્ત્રી તરીકે માનવામાં આવતાં કેટલાંક બીજાં લખાણો સાથે તો તેમને કાંઇ સંબધ દેખાતો નથી. આ ગાથાનો મેં "સેક્રેડ બુકસ ઓવ ધી ઇસત"ની માળાના ૩૧માં વાલ્મવાળાં પુસતકમાં ઘણો સંભાળથી તરજુમો કર્યો છે અને તેમના ઝંદ, પહેલવી સંસ્કૃત તથા ફારસી લખાણોને મેં છાપી પ્રગટ કર્યાં છે અને પેહેલી ત્રણ ભાષાનાં લખાણોનો મેં મારી "સટડી ઓવ ધી ગાથા"ની ચોપડીમાં, સરેહ સાથે તરજુમો આપ્યો છે, કે જે પુસતકના ૬૫૦ સફામાંથી ૪૧૦) સફા બહાર પડી ચુકા છે અને તે લાઇપઝીકવાળા એફ. એ. બ્રોકોસ પાસેથી મળી શકશે. ગાથાનો જમાનો હાલ તરતતો ખ્રીસટી સનેની ૧૦૦૦થી ૧૫૦૦ વર્ષો આગમજ ધારવામાં આવે છે, પણ જો એ ગાથા લખાણો મીથ્ર, હોમ (સોમ), સુર્ય તથા ચંદ્રની શેતાયશના જમાના આગમજ લખાયાં હોય, કે જે સેતાયશ વીષે એ લખાણોમાં કાંઈ જણાવેલું નથી, તો પછી એ લખાણોના ઉપર કહેલા જમાના કરતાં તેઓ ઘણીક સદી અગાઉના હોવા જોઇએ. અવસ્તા લખાણોના બાકીના ભાગો ઘણા જુદા જુદા વખતમાં એટલે ખ્રીસટી સનેની ૬૦૦થી ૩૦૦ વર્ષો આગમજમાં લખાયલાં લાગે છે, તે ઉપરાંત દરેક અસલીજમાનાનાં બીજા પુસતકો મીસાળ, અવસ્તામાં પણ અતી ઘણા પાછલા વખતનાં લખાણો અહીં તહીં ઘુસી ગયેલાં છે.

૫૧૪



દોને એકઠી કરનારાઓને અમુલ્ય થઇ પડે એવી હસવા જેવી બીનાઓને હું ઘણીખરી પડતી મેળીશ. આ લખાણ કરવામાં જે નેમ મેં રાખી છે તે એ છે કે આપણા કેટલીક ધર્મના કેટલાંક ઘણાજ અગત્યનાં ફરમાનો પહેલાં જરથુસ્ત્રીઓને અને તેમના લખાણોની મારફતે યાહુદીઓને અને ત્યાર પછી આપણને (ખ્રીસ્ટીઓને) જાહેર કરવાની ઇશ્વરની મરજી થઈ હતી, એ લાંબો વખત થયો શકમંદ રહેલી પણ હવે બેશક રીતે મનાતી બીના તરફ સર્વનું ધ્યાન ખેંચવું.

જોકે મારી સૌથી પેહેલી નેમ એ છે, તોપણ ખ્રીસ્ટીઓ કે યાહુદીઓમાંજ પહેલ વહેલાં ઉતપન્ન થયેલાં સઘલા ધર્મ સંબંધી મતો શીવાય બીજાં મતો પાદરી મંડલથી ખોદાઈ બસારતના તરીકે મનાયે નહી એવો જે અક્કલથી ઉલટો અને નુકસાનકારક ખ્યાળ ખ્રીસ્ટી આલમનાં મન ઉપર બેસી ગયો છે, તે ઉખેડી નાખવાની મારી તેટલીજ ઇંતેજારી ભરેલી બીજી નેમ છે.

આપણા (ખ્રીસ્ટીઓનાં) મુખ્ય મતો અને ઇસરાયેલ લોકોના સંબંધમાં આવેલા બીજી પ્રજાઓમાં એને મળતા ધર્મ સંબંધી વીચારોમાં કાંઈ પણ સંબંધ હોઇ શકેજ નહી, એવાં ભુલ ભરેલા ઘણા વીચારો સારી નીષ્ટાવાળા પણ ટુક ભંડોલીયા ખ્રીસ્ટી ધર્મગુરૂઓ પોતાના ઉપદેશોમાં આપતા આવે છે; પણ એવા ઉત્સાહવાલા કાચા ધર્મ શીક્ષકો પહેલી કોશેશમાં પોતાના ખરા દીલથી એ વીચાર શીવાય બીજો વીચાર કબુલ નહી રાખવાનું ઝનુન દેખાડે તો તે માફ થઇ શકે એમ છે, પણ વધારે પાકટ અનુભવવાલાઓ તરફથી તો આપણે વધારે સારી ચીજોની આશા રાખીશું. ખરેખર એક ધર્મની પહેલી નેમતો, જુલમ અને લુટફાટને દાબી નાખ્યા પછી, ખોટાં ઉપદેશો અને વાતોને દાબી દેવાની હોવી જોઇએ; અને જે બાબદોને તેમાં કુશળ થયલાઓ સાચી તરીકે જાણતા હોય, તે બાબદોને પુરતી તપાસ કરી વગર નાકબુલ રાખવી, એ મને લાગેછે કે, ખ્રીસ્ટી ધર્મને નામે એક મોટો ગુનાહ કરવા બરોબરછે, કે જે ગુનાહનો જવાબ ખ્રીસ્ટી ધર્મને કોઇ દીવસ આપવો પડશે.

તેટલાજ માટે પાદરી મંડળને સારી માહીતીવાલા તકરાર કરનારાઓની સામે થવામાં મદદ કરવાને તથા ખરી ઇમાનદારીથી જુસ્તેજુઇ કરવાની એ મંડળની આગળી રીતને પાછી સજીવન કરવાને માટે પુર્વ તરફના સાંહીત્યમાં કુશળતા ધરાવનારા ખ્રીસ્ટી વિધ્વાનો પોતાની જીંદગીના ઘણા વર્ષો થયાં મહેનત કરતા આવ્યા છે; અને જે પ્યારા મહજબે એક વેળા

સઘળા માનવંત વિચારો ફેલાવેલા તે મહજબને "ધર્મને નામે થયલી ઠગાઇ" ના ઘણાજ નીચ એલકાબનો ભોગ થતાં બચાવવાની મારી નેમ કાંઇ ઓછી અગત્યની કહેવાય નહી. હવે ત્યારે યાહુદીઓ ઉપર થયેલી જરથુસ્ત્રી ધર્મની અસરની બાબદની આપણે કેવી રીતે તપાસ કરીશુ ?

હાલનાં લખાણથી જે બતાવી આપવાનું છે તે એ છે કે જુના તથા નવા તેસ્ટેમેંટમાં નોંધાયેલાં તવારીખરૂપી, ઉપદેશરૂપી અને શીખામણરૂપી વિચારોને ઇશ્વરી બસારતના તરીકે ખરા દીલથી માન્યા છતાં તેમની માનસિક શરૂઆત બીજા ધર્મોમાં થઇ હતી એમ જો ખરી બીનાઓથી બની શકે તો હજુરબી ખુલ્લી રીતે સાબેત કરી આપવું; તથા જુના અને નવા તેસ્ટેમેંટમાં જણાવેલાં ચોકસ મતો અને વિચારોના તવારીખરૂપી મુળને તેમની બસારતના સવાલ સાથે કાંઇ પણ લાગતું વળગતું નથી એમ લખાડવું. વળી એક દાખલા તરીકે, જેમ સેંટપાલનાં લખાણ ઉપરથી તેના મનની ચોકસ લક્ષણો ખુલ્લી રીતે જણાઇ આવેછે. અને તેણે પોતાની જુવાનીમાં વાંચેલા એક કવીના લખાણોમાંથી ચોકસ લખાણોનો ઉપયોગ કીધો છે તેમ આપણા સાહેબ (જીસસ) ના ફટવાઓ ઉપરથી પણ તેમના પોતાના મનની વળાણો તથા નાનપણમાં બીજાઓના સંબંધમાં આવવાથી તેવણે જે મતો ખાતરીપુર્વક માન્યા હશે તે, અને તેમની અતીખ્ય ઉત્સાહ, ચોકસ હદમાં જણાઈ આવે છે અને એથી પણ વધુ, જે કેહેવાનું છે તે એ છે કે જો આપણા તારણ કરનારના માનસિક ખવાસ વિષે શકમંદ થઇને આપણે નાસ્તિક નહી કેહેવાવા માંગતા હોઇએ તો તેમના માનસિક મતોના મુળજ નહી પણ તેમનાં ફાંટાઓ પણ આપણે શોધી કાઢવા જોઇએ. જ્યારે આપણે તેમના શરીરના વર્ણનનો ઘણી સંભાલથી અભ્યાસ કરીએ છીએ ત્યારે તેમનાં મનની વળાણોની કેટલી બધી વધારે હોંસથી આપણે તપાસ કરવી જોઇએ, કારણકે તેમના વિચારોથી અને મુખ્ય કરીને તેમના શરૂઆતના વિચારોથી તેમની અગત્યની તવારીખનો એક ભાગ બન્યો હતો એટલુંજ નહી પણ તેમની આખી કારકીરદી પણ તે વિચારો ઉપરથીજ નક્કી થઇ હતી. તેથી તેમની પાછલી જીંદગીના ઘણાક બનાવો તેમના વિચારોના મુળ ઉપરથી સમજી શકાશે. જેમકે, દાખલા તરીકે, સેન્ટ મેથ્યુની ગોસ્પેલના ચોથા પ્રકરણમાં જણાવ્યું છે કે તેવણે (ક્રાઇસ્ટ) ઇશ્વરી પેદાયસને ધારતીમાં નાખનાર એક મીનો શકિતની સાથે એક નક્કિ ઝપાઝપીમાં ઉતરવાનો મનસુબો કર્યો હતો. હવે જો બીજા ધર્મોના પેગમબરોને પણ એવી મુશકેલીઓમાંથી

પસાર થવું પડયું હોય અને ક્રાઇસ્ટને પણ પોતાના બ્રહ્મજ્ઞાન[1]ના બળે એવી મુશકેલીઓ નડવાની ખબર પડી હોય તો તેવણે પણ તેની સામે થવાને ઠેરાવ કીધો હોય એમ નહી માનવાનું મને કાંઇ કારણ. દેખીતું નથી. જ્યારે એમ માનવામાં આવે કે તેમનામાં એવી ઉંચા પ્રકારની મનશક્તિ હતી કે જે નજીવા વેહેમોની બાતેનમાં જોઇ શકે અને મીનોઈ હાલતે પુગવાને માટે ખરા અંતકરણથી તરફડતા જીવોને પીછાની શકે, ત્યારે જો તેવણ સાધારણ માણસોથી ઘણા આગળ વધેલા હોય તો તેવણ ઉપર એથી અસર થયેલી હોવી જોઇએ. એટલા માટે ક્રાઇસ્ટના સમાગમથી જે કાંઇ ચીજ પવીત્ર થઇ હોય તે વિષેની ખંતીલી શોધ ખોળ ચલાવવાનું કામ ઘણું પવીત્ર દેખાયે છે અને એ કામમાં ખળળ કરવાનો વીચાર ધર્મની રીતે જોતાં ઘણોજ ભુલ ભરેલો લાગે છે.

આપણા પેગમબર સાહેબ જે મતો અને વીચારોમાં મોટા થયા હતા તે મતો અને વીચારોની શોધખોળ ચલાવવાનું મુખ્ય સાધક તેમના અને તેમની આગમજના વખતના યાહુદીઓના લખાણો છે. એ લખાણોની ઘણી ઓહોળી અને બારીક તપાસ કરવામાં આવી છે અને તેમનામાનું જે કાંઇ ઘણી અગત્યનું હતું તે જાહેરમાં લાવવામાં આવ્યું છે.[2] ઇજીપત તેમજ ગ્રીસ અને રોમના ધર્મશાસ્ત્રો પણ તપાસવાં જોઇએ. હીંદુસ્થાનમાંથી બૌધ ધર્મના પુસ્તકોમાંથી ઘણીક સરખાણીઓ મળી આવતી જણાયે છે, પણ એ બાબદ વીષેનો મોટામાં મોટો સત્તાધારી વીદવાન ખ્રીસ્ટી અને બૌધ ધર્મશાસ્ત્રોમાં કાઈ પણ તવારીખરૂપી સંબંધ હોવાનો સંભવ માનવાને શકમંદ છે, અથવા હતો.[3] હવે અસલી ઇરાની ધર્મશાસ્ત્રો બાકી રહેલાં છે અને તેમની તથા ખ્રીસ્ટી શાસ્ત્રો વચ્ચે તવારીખરૂપી સંબંધ ઘણો નીકટ જણાયે છે અને હું ધારૂછું કે બધાઓ તે કબુલ પણ કરે છે. કુરૂસે (સાઇરસ) યાહુદી લોકોને કેદમાંથી છોડવયા અને તેમનું શેહેર જે ભાંગીને ભુકો થયું હતું તે તેમને પાછું બંધાવી આપ્યું હતું. ને હેમયાનાં પુસ્તકમાં આપણને એક ઇરાની પાદશાહા સાથની મુલાકાતોનું બ્યાન આપેલું છે. પાછલા વખતનો ઇસાયા તેમાની એક વીષે ઘણો રંગીન હેવાલ લખી ગયો છે. બાઇબલનાં પ્રકરણો એક પછી એક તેમના

---

૧ જેઓ આપણા તારણ કરનારને ઇશવરી દરજાનો માને છે તેઓ તો તરત કબુલ કરશે કે ભુતકાલની તથા ભવીષ્યકાલની સઘલી બાબદો, તેવણ ચાહે તે વખતે, જાણી શકતા હતા.

૨ જુઓ દોo ડુશનું ( Dr. Deutsch ) તાલમંદ વીષેનું લખાણ ( Remains 1874 )

૩ જુઓ પ્રોફેસર રાહીસ ડેવીડસના બુધીસટ સુતસમાં કીપેલા ટીકા પાનું ૧૬૬ સે. બુ. ઈ. ની માળાનું પુસતક ૧૧ મું.

(ઇરાની) રાજ્યો વખતે લખાયેલાં છે, અને મેજીયન[1] ધર્મગુરૂઓ જેઓ સાઇરસનો ધર્મ પાલનારા હતા, તેઓ પાછલા વખતમાં મેરીના છોકરાને માન આપવા આવ્યા હતા, અને ક્રાઇસ્ટ ક્રોસની ઉપર જે છેલ્લા બોલો બોલ્યા હતા, તેમાંનો એક ઇરાની ભાષાનો હતો.[2] સાઇરસ પહેલેથી એક માઝદયસ્ની હતો એ તો ચોકસ મનાયે છે. મુરગાબના ખીલા રોકી લેખમાં તેનું નામ વારંવાર મળી આવે છે, કે જે લેખ જોકે ઘણો ટુંકો છે તોપણ દરાયેસે કોતરાવેલા બોહોલા લેખોને મળતો છે, કે જે દરાયેસને ધર્મના લખાણોમાં ઘણો મોટો મરતબો આપવામાં આવ્યોછે અને જે દરેક વખતે હોરમજદને નમતો દેખાયછે.

લેખો ઉપર જણાતી મઝદની પરસ્તેશ, જરથુસ્ત્રે શીખવેલી પરસ્તેશના જેવી હતી કે નહી તે સવાલ સાથે હાલમાં આપણને કાંઇ કામ નથી.[3] મુખ્ય કરીને તે મઝદ પરસ્તેશનું અસલ રૂપ હોય એમ ઘણું કરીને દેખાયછે. પણ તેમ ખરેખર હોય કે ન હોય તોપણ એ પરસ્તેશ થોડી અથવા ઘણી અવસ્તામાં મળી આવતી મઝદ પરસ્તેશના જેવી હોવી જોઇએ. 'મઝદ' એટલેકે 'મોટો પેદા કરનાર' અથવા 'મહાજ્ઞાની સાહેબ.' એ બોલ ખોદાતાલાનું, તેને માટેના આપણે (ખ્રીસ્ટીઓએ) આપેલાં નામ કરતાં, વધારે સારી રીતે લાગુ પડતું નામછે; અને આ માનભરેલુ નામ એ ધર્મ પુસ્તકની (અવસ્તાની) ઘણી આગલ વધેલી પ્રકાશ પામેલી હાલત સારી રીતે દેખાડી આપેછે. ત્યારે જો કોઇ પણ અસલી ગ્રંથ આપણું ધ્યાન ખેંચવાનો દાવો કરી શકે તો તે એ મહાન મઝદપરસ્તી[4] (સાઇ

---

૧ મેજીયન શબ્દ ખરેખર અવસતા ભાષાનો બોલ છે; ગાથામાં વારંવાર દીન ફેળાવવાનાં કામને માટે 'મગ' બોલ વપરાયેલો છે; 'મગુ' બોલમાં વપરાયેલો 'ઉ' પ્રત્યય કાંઈ ઘણો અગત્યનો નથી. જેમ સંસ્કૃત બોલ 'વસુ'નો ઝંદમાં 'વહુ' અને તેનો અપભ્રંસ 'વહુ' થયો છે તેમ અવસતામાં વપરાતો 'મોગુ' બોલ પણ 'મગ' નો અપભ્રંસ છે. 'ઘ' વળી ગાથાનો 'ગ' છે. ગાથાની સદીઓ આગમજ વપરાતો બોલ 'મગ'ને તુરાનીઓએ અકદમાં દાખલ કરયો હોય જુઓ. ય. ૧૨. ૧૬.

૨ જુઓ લયુકની ચોપડી ૨૩. ૪૩.

૩ જુઓ સે. બુ. ઇ. ની માળાના ૩૧માં પુસતકના દીબાચામાં મારા ટીકા. પાનું ૩૦ મું.

૪ લાંબો વખત થયો એમ જણાવવામાં આવે છે કે સાઇરસ બેબીલોનની મુર્તીપુજા તરફ ઢળ્યો હતો; પણ તેનો અસલ અને ખરા અંતકરણનો મહઝબ તો તેની પછી આવનારાઓએ પાલેલો મહઝબજ હતો.

રસ)નુ ધર્મશાસ્ત્ર છે કે જેણે ખોદાની મેહેરબાનીની તલે યાહુદી લોકોની પાછલી તવારીખ મુકરર કરી હતી. કારણકે જો મઝદપરસ્તી સાઇરસ તે લોકોને પોતાને વતન પાછા લાવતે નહી તો, પાછલા વખતના પેગમબરો જેરૂસલમમાં ઉપદેશ કરતે નહી, જીસસ બેથલેમમાં જન્મતે નહી અને તે મુલકમા ધર્મ શીખવતે નહીં. તે મોટા છુટકારો કરનાર અને તેનાં વારસોની અસર તે શેહેર ઉપર એટલી બધી થયેલી હતી, કે તે લોકોના (યાહુદી) પાછા ફરવા પછી લાંબો વખતવેર લોકઉપયોગી ધર્મના લખાણ કરનારાઓ જેરૂસલમને ઘણી બાબદમાં 'એક ઇરાની શેહેર' તરીકે જણાવી ગયા છે. ઇરાન અને જેરૂસલમ વચેનો સંબંધ એટલો બધો ઘાડો હતો તેથી એ બંને મુલકોનાં લોકોના ધર્મ સંબંધી આચાર વીચારોમાં કેટલુક મળતાપણુ દેખાય છે. વળી આ પણ જણાયેલું છે કે જુદી જુદી જાતના ઘણા નવા વીચારો ઇરાનથી જુદીઆમાં પેવસ થયેલા હતા; અને જો એમ હોય તો પછી ન્યુતેસ્ટેમેન્ટના લખાણોમાં પણ ઇરાની ધર્મની અસરની ઘણી નીશાનીઓ નહી મલી આવે એ દેખઇતી રીતે ઘણું અસંભવીત લાગેછે. તેટલા માટે ખરેખરી બાનાઓ શું છે તે જોઇયે. તેમાની પેહેલી બીના આ છે, કે ફેરીસાઇક ધર્મનાં મુખ્ય મતો ખોદાની મેહેરબાનીથી સીધી અથવા આડકતરી રીતે ઇરાની અસર તળે ઉભાં થયાં હતાં એમ માનવાને આપણી પાસે દરેક કારણ છે, અને 'ફેરીસી' નામજ 'ફારસી' તે પાછલા વખતના 'પારસી' બોલને મળતું આવે છે. વળી આ ઠેકાણે મારે જણાવવાની જરૂર નથી કે આપણા (ખ્રીસ્ટી) ધર્મનો પાયોજ મોટે ભાગે ફેરીસાઇક ધર્મ ઉપરથી નખાયો હતો.

ઇરાની તથા યાહુદી અને ખ્રીસ્ટી ધર્મ સંબંધી બાબદોની સરખામણી કરતી વખતે જે બાબદોમાં દેખઇતી રીતે ઘણું થોડું મળતાપણું જણાતું હોય તે બાબદોની પહેલાં તપાસ કરીશું. 'ઇશ્વરના પ્રકૃતી ગુણ' ની બાબદ પહેલાં તપાસીયે. જેમકે અહુરમઝદને જીવતો સાહેબ, મોટો પેદા કરનાર અથવા મહાજ્ઞાની તરીકે જણાવેલોછે અને તેની સાથે એક ઘણો વૃધી કરનાર પવિત્ર મીનો રહેલોછે, કે જે કોઇક વખત તેની (અહુરમઝદની) જાતમાં આમેજ થઇ જાયછે.

યસ્ન હા૦ ૨૮) ફકરો ૧).

"ઊંચા કીધેલા હાથોથી હું તારા ઘણાજ સખી દીલના (અથવા પવીત્ર) મીનો તરફથી શ્રેષ્ટ, સુખની આરજુ કરૂં છું."૧

---

૧ આ લખાણ ખ્રીસ્ટી સનેની આસરે ૧૦૦૦–૧૫૦૦ વરસ અગાઉ અથવા એથી પણ વધારે આગમજનું લાગે છે.

વળી જુઓ યસ્ન, હા. ૧, ફ. ૧.

"પેદા કરનાર, ચલકાટમંદ, કીર્તીમંદ સર્વથી મોટા સર્વથી શ્રેષ્ટ, ઘણાજ દૃઢ વીચારવાળા અહુરમજદને હું બોલાઉ છું અને આરાધું છું, જે ખુશી ઉપજાવનારી પોતાની મેહેરબાનીને દુર સુધી મોકલે છે, જેણે આપણને પેદા કર્યા છે અને ઘાટ આપ્યો છે, જે આપણનું પોષણ કરે છે અને આપણને બચાવે છે, જે અતી વૃધી કરનાર મીનો છે."

સાત વૃધી કરનાર (અથવા પવીત્ર) અમર્ગો (અમશાસ્પંદો) ના મંડલ ઉપરથી આપણને સેબેલીયન ત્રીમૃતીની યાદ આવે છે.

(યસ્ત ૧૩, ફ. ૮૨.)

"કીર્તીમંદ, અસરકારક દેખાવવાળા, બુલંદ, મદદ કરનાર, તેજી, હોરમજદને લગતા, અમર્ગ, અશો અમશાસપંદોની બળવંત ફરવશી ઓને અમો આરાધીયે છીયે, જેઓ સાત એકજ વીચારના, એકજ સખુનના અને એકજ કામના છે, જેમના વીચાર, સખુન અને કામ એકજ છે અને જેમનો એકજ પીતા અને સરદાર હોરમજદ છે; જેઓ એક બીજાના આત્માને નેક વીચારો, નેક સખુનો અને નેક કામો વીષે વીચાર કરતો જુએ છે, જેમનું મકાન ગરોન્માન છે અને જેમના માર્ગો (તેમને અર્પણ કરાતી) ભેટો તરફ તેઓ આવે છે ત્યારે પ્રકાશીત થઇ રહે છે."[1]

જોકે તેઓ હોરમજદની સાથે એક થઇ ગયલાં લાગે છે, તે છતાં તેઓ જુદા પણ છે. વોહુમન એ ઇશ્વરી પરમાર્થ ઇશ્વરનું ભલું મન છે, જે તેના ભકતોમાં વ્યાપી રહેલું છે, અને પાછળથી તેને એક છુટાં અમશાસ્પંદ તરીકે રૂપ આપવામાં આવેલું છે. 'અશ' તે વેદમાં જણાવેલા 'રીત' ને મળતો છે. તેને ઇશ્વરી વ્યવસ્થા તથા ક્રીયાકામ અને જીવમાં સમાયલી સુદ્ધી અને પુર્ણતા તરીકે માનવામાં આવ્યોછે તેમજ તેને એક અમશાસ્પંદનું રૂપ આપેલું છે. 'ક્ષથ્ર' એ પવીત્રાઇથી મળતું જોર અથવા મોટાઇ છે અને તેને પણ એક અમશાસ્પંદનું રૂપ આપેલું છે. આરમઇતી આપણી પવીત્રાઇ, તથા તર્ક બગર જ્ઞાન મેળવવાની મનશકતીછે, કે જેથી મહાજ્ઞાની થવાની શરૂઆત થાયછે. તેણી એક દીકરી મીસાલ હોરમજદનો ખ્યાલ આપે છે, અને દીનદાર માણસોમાં ઇશ્વર તરફની બસારત તરીકે તેણી રહેલી છે. હુર્વતાત (ખોરદાદ) એ જીવ, મન અને તનનું સુખ અને ફાયદો છે તેમજ તેના ભકતો માટેની હોરમજદની કાળજી દેખાડે છે, જ્યારે અમેરેતાત તેમનું અમર્ગપણું એટલેકે આ દુન્યામાં વૃધ વયે સુધી જીવીને તથા બેહેસ્તમાં હમેશ સુધી રહીને મોહોત ઉપર

---

૧ આ લખાણ ક્રીસટી સનેની ૬૦૦થી ૩૦૦ વરસ આગમજનું છે.

મેળવેલી ફતેહ મીસાલ છે. બીજાથી સાતમાં સુધીના અમશાસ્પંદો માણસ જાતને શ્રેષ્ટ કરવા તથા તેમનો છુટકારો કરવા માટે ઇશ્વરનાં મનમાંથી નીકલેલા વિચારોના અલંકારીક રૂપો તરીકે છે. જરથુસ્ત્રી ધર્મનાં મુળમાં સમાયેલા એવા અગત્યના વિચારની સાધારણ માહીતી કેદમાં પડેલા યાહુદીઓને તથા તેમના વંશજોને પડી નહી હોય એ અચોકસ દીસે છે.[1] જો સાઇરસના ધર્મગુરૂઓએ ઇઝરાના ધર્મગુરૂઓ સાથે થોડી પણ વાતચીતો કરી હોય તો તેની અસર નોસ્ટીકો ઉપર થઈ હોય એટલુંજ નહી પણ ક્રાઇસ્ટની આગમજના તેમજ ક્રાઇસ્ટના પોતાના ધર્મ ઉપર પણ થવી જોઇએ અને તોબીતની કેતાબ કે જેમાં અવસ્તામાં જણાવેલા એક દેવનું નામ ઘણું ખુલ્લી રીતે આવેલું છે, તે કેતાબમાં (ch XII. 15) આ સાત અમશાસ્પંદો વિષે ઇસારો કીધેલો આપણને મળે છે. તેમજ વળી એ સાત જે ઇશ્વરની આંખો મીસાળ છે, તેઓ આખી પૃથવી ઉપર આમથી તેમ દોડીયા કરે છે, એમ ઝેકેરીયાની (IV. 10) કેતાબમાં પણ લખેલું છે; તથા "રેવીલેશન" (V. 6) ની કેતાબમાં પણ આ પ્રમાણે વીસ્તારીને જણાવ્યું છે:–

"અને મેં (તખ્ત) ની વચમાં એક મેંઢાને જાણે કતલ કીધેલું ઉભેલું જોયું, કે જેને સાત શીંગડાં અને સાત[2] આંખો હતી, જે સઘળી પૃથવી ઉપર મોકલેલા ઇશ્વરના સાત દેવતાઓ છે."

હવે ઇશ્વરના ચોકસ રીતે દર્શાવેલા ગુણો વિષે શું બ્યાન મળે છે તે જોઇએ. તેને આપણો પેદા કરનાર અને શાસ્ત્રો પ્રમાણે આપણા પાદશાહ તરીકે ઓળખેલો છે (યસ્ન ૨૯, ૪ ફકરો.)

જે સખુનો અને હુકમો દેવો અને માણસો અગાઉ બજાલાવ્યા છે અને હવે પછી બજાલાવશે, તે વિષેની તે મહાન પેદા કરનારને બધી ખબર છે. તે, અહુર, અકકલથી ચુકાદો આપનાર છે, તેથી જેમ તેની મરજી હોય તેમ અમો કરીયે[3] (જુઓ યસ્ન ૩૧. ૧૪) તે સર્વ જ્ઞાની છે (જુઓ યસ્ન ૩૧. ૧૪)[3] તે આપણો કાયદા બાંધનાર (યસ્ન ૩૧. ૧૧)[3]

---

૧. અંગ્રમીનો તેમજ એ સાત અમશાસ્પંદો વીષે કોતરકામના લેખોમાં કાંઈ જણાવેલું નથી તે ઉપરથી જરથુસ્ત્રી ધરમના એ વીચારો નથી એમ કહેવું ટુંક ભંડોળીઆઓની ભુલ સમાન છે: કારણકે એ બેઉ બાબદો વીષે આવસ્તા લખાણનાં ઘણા મોટા ભાગમાં કાંઈ જણાવેલું નથી તેથી એવું અનુમાન કાઢી શકાય નહીં.

૨. આ ઠેકાણે સાત શીંગડાં તથા સાત આંખો ઉપરથી સાત મીનો વીષે ખુલો ઇસારો મળે છે.

૩. આ લખાણ ખ્રીસ્ટી સનની ૧૦૦૦થી ૧૫૦૦ વરસ અથવા તેથીબી ઘણુ આગળનું છે.

૨

અને ઉસ્તાદ છે. (યસ્ન ૩૧. ૫. યસ્ન ૩૨. ૧૩.)[૧] તે એક પાદશાહત સ્થાપશે (ય૦ ૨૮.૪)[૧] તે (પાદશાહત) ગરીબોને માટે છે. (ય૦ ૩૪.૩) તમારી પાદશાહત શું છે? તમારી દોલત શું છે કે હું તમારા ગરીબોની સંભાલ લેવાનાં મારાં કામો ને લીધે અશોઇથી અને તમારાં ભલાં મનથી તમારો થાઉં?[૧] (ય૦ ૫૩.૯) ઓ, મઝદ, તારીજ પાદશાહત છે અને તેથી તું અશોઇથી રહેનારા ગરીબોને મોટામાં મોટું સુખ બક્ષે છે.[૧] તે ધાસ્તીમાં આવી પડી છે, પણ આખર તે ફતેહમંદ થશે. તે એક ધર્મ ફેલાવવાનું કામ છે. (ય૦ ૩૧. ૩) તારાં મોંઢાની જબાનથી તું બોલ કે જેથી હું સઘલાં જીવતાંઓને ઇમાનદાર બનાવું.[૧] ખોદા આપણો દોસ્ત, બંચાવનાર, જોર આપનાર અને અચળ છે. (ય૦ ૩૧. ૭) એમનેઓ મીનો, તું આબાદ કર. તું કે જે દર કલાકે તેનો તેજ રહે છે.[૧] તે આપણો ન્યાયધીશ છે. (ય૦ ૪૨. ૪)[૧] ઇનસાફનો એક દહાડો કે વખત આવશે (ય૦ ૪૩. ૫. ૬.) અરે, ઓ અહુરમઝદ, જ્યારે મેં તુને જીંદગીના કામોમાં સૌથી શ્રેષ્ટ અને જગતના છેલ્લા ફેરફારના વખતે કામો તથા વચનોના બદલા તરીકે તારી મોટી ખુબીથી બુરાંને માટે બુરૂં અને ભલાંને માટે સુખ મુકરર કરતો દીઠો ત્યારે મેં તુંને ઘણોજ સખી દીલનો વિચાર્યો. જે છેલા ફેરફારની વખતે તારા સખી આત્મા અને પૂર્ણ સત્તા સાથે તું આવશેજ. (જુઓ વળી યસ્ન ૪૪. ૧૯)[૨]

હવે શેતાનનું વર્ણન તપાસ્યે; જ્યારે ટીકાકારો જીનસીસ કેતાબ માંના સાંપને શેતાન તરીકે લેવાને શકમંદ દેખાયે છે ત્યારે અવસ્તા ઉપ રથી આપણને જણાયે છે કે ધર્મશાસ્ત્રમાંના સાંપને પેલા અસલ શે તાન અથવા દેવ તરીકે લેખી શકાયે. જીનસીસ કેતાબ પ્રમાણે સાંપ લલ ચાવે છે, અને તેની શીક્ષા તરીકે ઇડનની બેહેસ્તની વાડીમાંથી મનુષ્ય જાતને હાંકી કાઢવામાં આવે છે, અને પાપની ઉતપતી થાયે છે. વંદીદા[૧] દમાં જણાવ્યા પ્રમાણે બુરો મીનો, પેદા થયેલી દરેક સારી ચીજની સામે થાયે છે અને તેના સેવટ તરીકે તેને મીનો દુન્યામાંથી હાંકી કાઢવામાં આવે છે.

વંદીદાદ ફરગર્દ ૧લી. અહુરમઝદે જરથુસ્ત્ર સ્પીતમને કહ્યું કેઃ—

"મેં ઓ જરથુસ્ત્ર સ્પીતમ, પહેલી એક સૌથી સરસ જગ્યા બનાવી, જે ઇરાન વેજ છે; તેની સામે અંગ્રમીનો (બુરામીનો) એ નદીમાં એક સાંપ

---

૧. આ લખાણ ક્રીસ્ટી સનેની ૧૦૦૦થી ૧૫૦૦ વરષ અથવા તેથીબી ઘણુ આગળનું છે.

૨. આ લખાણ ક્રીસટી સનેની ૧૦૦૦થી ૧૫૦૦ વરષ અથવા કદાચ તેથી આગળનું છે.

અને દેવોની બનાવેલી ઠંડી ઉત્પન્ન કીધી......ત્રીજી જગ્યા સૌથી સરસ જે મેં અહુરમઝદે બનાવી, તે મોરૂ (શેહેર) હતું; તેની સામે અંગ્રમીનો (બુરામીનો)એ નીંદા અને હવસ ઉત્પન્ન કીધાં[1]......; પાંચમી જગ્યા સૌથી સરસ, મેં અહુરમઝદે બનાવી તે નીસાયા (શેહેર) હતું; તેની સાંમે મોહોતમંદ અંગ્રમીનો (બુરામીનો) એ ગુમાનનું પાપ ઊતપન્ન કીધું... હું જે અહુરમઝદ છું તેણે સાતમી સૌથી સરસ જગ્યા તરીકે 'વેકેરેત' (શેહેર) પેદા કીધું, તેની સામે મોહોતમંદ અંગ્રમીનો (બુરામીનો) એ નાપાક પરી પેદા કીધી, જેણી કેરસાસ્પને વળગી હતી ........હું જે અહુરમઝદ છું તેણે સૌથી સરસ નવમી જગ્યા ખનેન્ત (શેહેર) પેદા કીધું, તેની સામે અંગ્રમીનો (બુરામીનો) એ ગુલામ બારગીનો કદી નહી માફ થઇ શકે એવો ગુનાહ ઉત્પન્ન કીધો[2]...ઇત્યાદી."

આ નામીચા ફકરાઓં જે વિદ્વાનોના સાંભળવામાં આવ્યા હશે તે દરેકનું ધ્યાન તેમની ઉપર ખેંચાયેલું હોવું જોઇએ; અને તે હમેંશા ઘણા જુદા જુદા આકારોમાં ફરી ફરીથી બોલાયેલા હોવા જોઇએ. એ ફકરાઓએ યાહુદી અને ખ્રીસ્ટી વિચારોને રૂપ આપવામાં સારી મદદ કીધેલી હોવી જોઇએ.

હવે તોબીત કેતાબ (iii 8, 17) માં જણાવેલો 'આસમોદયુસ' તે ખરેખર અવસ્તાનો એશમ દેવ છે અને એશમ તે ગુસ્સા અને લઢાઇનો દેવ છે. (યસ્ન ૪૮, ૭. ઇત્યાદી) ખોદા અને શેતાન વચ્ચેના સંબંધ વિષેના જરથુસ્ત્રી અને યાહુદી વિચારોમાં દેખાતા અને ઉપરટપકેના ફેરફારો મળી આવશેજ, પણ તેઓમાં જણાતા લગભગ એકમળતાપણાં છતાં તેમની વચેનો ખરેખરો તફાવત આપણી નજર આગળથી જતો રહેવો ન જોઇએ.

ફીલસુફીની જે તવારીખ પારસીઓના હાલના ઉમદા એક ઇશ્વરવાદીપણાને લીધે તેમના અસલ લખાણોમાં મળી આવતા દ્વિત્યપણાના, તર્કશાસ્ત્ર પ્રમાણે જોતાં કીમતી, મત વિષે આપણને અજાણ્યા રાખે, તે તવારીખ ઘણી અધુરી સમજવી. જે વિચારો ઉપરથી દ્વિત્યપણાનો મત ઉભો થયો હોય તે વિચારો ખરા હોય કે ખોટા હોય, અને ક્રાઇસ્ટની અગાઉના યાહુદીઓના વિચારો ઉપર તેથી અસર થઈ હો કે નહી, તોપણ દ્વિત્યપણાનો મત આજ સુધી જણાયેલા મતોમાં ઘણો

---

૧. એવીજ કોઈ બીજી બદી.

૨. આ લખાણ ક્રીસટી સનેની આસરે ૫૦૦ વરષ આગમનનું છે.

દીલપસંદ છે અને ખરેખર તે એક એવો મત છે કે જેના મુળતત્વોને અચેત રીતે હજી સુધી મોટે ભાગે કબુલ રાખવામાં આવે છે.[૧]

ઉપર જણાવેલી એક પછી એક હાંકી કાઢવાની બીનામાં માણસ જાતની પડતીનો વિચાર સમાયલો છે, પણ વંદીદાદની ઘણી અગાઉના લખાયેલા અવસ્તામાં પણ માણસ જાતની અથવા વિદેહી આત્માઓ (Spiritual Beings) ની પડતી (એટલે સ્થુલ દેહ અથવા શરીર ધારણ કરવા) વિષે ખુલ્લી રીતે જણાવેલું છે. (ય૦ ૩૦.૩.)

"એ પ્રમાણે સરૂઆતમાં બે મીનો જોડયામીસાળ, પણ પોતાના કામોમાં એક બીજાથી સ્વતંત્ર, અને વિચાર, વચન અને કામોમાં ભલા કે બુરા તરીકે અસલથીજ જણાયેલા છે, અને આ બંનેની વચ્ચે દેવો અને તેમને માનનારાઓ કાંઇપણ પવીત્ર પસંદગી કરી શકયા નહી કારણકે તેઓની પોતાની નીષ્ટાં બુરી હતી. જયારે તેઓ પોતાની પસંદગી કરવાનો વિચાર કરતા હતા ત્યારે બુરૂમન (અંગ્રમીનો) તેમની આગળ આવીને ઉભું રહયું કે તેઓ તેને કબુલ કરે. તે ઉપરથી તેઓ માણસ જાતની જીંદગી બરબાદ કરવાને માટે નુકસાનના દેવની સંઘમાં ધસ્યા."[૨]

કુમારી કન્યાને પેટે બચ્ચું અવતરવાની બીના વિષે તપાસતાં જણાશે કે અવસ્તામાં પણ એક કન્યા ગર્ભ ધારણ કરશે એમ જણાવ્યું છે.[૩] તેણી જરથુસ્ત્રને પેદા કરવા માટે નહી, પણ પાછલા જમાનાના તારણ કરનારને જન્મ આપવા માટે એવી રીતે હમેલદાર થશે. વળી જો કે તેણી કુમારી કન્યા છે તોપણ બીજ વગર તેણી ગરભવતી થશે નહી. તેણી જરથુસ્ત્રના બીજથીગર્ભ ધારણ કરશે કે જે બીજ ચમત્કારીક રીતે સચવાઇ રહેલું છે.

એ વિષેનું તુલોતવીલ બ્યાન, જેમાં ગાથાના વખત પછી ઘણી વધઘટ થયલી લાગે છે, તે બુનદેહેશ કેતાબમાં સુધારેલાં રૂપમાં મળી આવે છે, કે જે કેતાબ પાછલા વખતનાં પણ અસલ અવસ્તાના મુખ્ય લખા

૧. નેકી અને બદી અવળથી જોડાયલી છે એ કબુલ કરવું જોઈયે એમ શું હાલના વખતના વધતાં જતાં શકમંદપણા ઉપરથી જણાતું નથી? હાલમાં જે મતને આપણે ઘણાઓએ કબુલ કીધું છે, તે મતને તો અવસતામાં એક અલંકાર રૂપે દરશાવેલું છે. ફીષ્ટે અને હેગેલ નામના જરમન ફીલસુફોની દ્વિત્વપણાની તરફ સરખાવો. કહેવાને નવાઈ જેવું લાગશે કે એ ફીલસુફોને એ મત વિષે અવસતા ઉપરથી શેલીંગ, જેકબ બોહેમ, તથા નોસટીક ફીલસુફોની મારફતે અચેત રીતે ખબર પડી હતી. આ વિચાર દો૦ હોગના એક ઇસારા ઉપરથી સુજે છે અને તેને એક આગેવાન ફીલસુફે વાસતવીક ઠરાવ્યો છે.

૨. આ લખાણ ક્રીસટી સનેની ૧૦૦૦થી ૧૫૦૦ વરષ અથવા તેથી અગાઉનું છે.

૩. આ લખાણ ક્રીસટી સનેની ૬૦૦થી ૩૦૦ વરષ અગાઉનું છે.

ણા કરતાં એક હજાર વર્ષ પછવાડેની છે. 'જરથુસ્ત્ર પોતાની બાયડી હવોવની નજદીક ગયો...તે બીજનો ચલકાટ અને જોર નેરીયોસંગ યજદે પોતાનાં સ્વાધીનમાં લઇને અનાહીદ ફરેસ્તાને સંભાલથી સીપુરદ કીધું, અને વખત જતાં તે બીજ એક માતાની સાથે સંબંધમાં આવશે. ૯૯૯૯ લાખ અશોના ફરોહરો તેની સંભાલ કરતાં રહે છે.' (જુઓ બુનદેહેશ સે. બુ. ઈ. વાલ્મ ૫ મું પાનું ૧૪૪.) પૃથ્વીના કાળચક્રના અંત સુધી તે બીજને કાંસુસરોવરમાં સાચવી રાખવામાં આવશે, જ્યારે એરેદત ફેધરી નામની એક કન્યા તે સરોવરમાં નહાવા જશે ને તે બીજથી ગર્ભ ધારણ કરીને છેલ્લા સોશીયંત અથવા તારણ કરનારને જન્મ આપશે, તથા તેની આગમજ આવનાર બીજા બે તારણ કરનારાઓનો પણ એવીજ રીતે જન્મ થશે. વળી આ સઘળી બાબદો અસલ પણ પાછલા અવસ્તા લખાણોમાં અહીં તહી પડેલી મળી આવે છે. યસ્ત ૧૩ (ફરવરદીન યસ્ત) ના ૧૪૨ માં ફકરામાં લખેલું છે કેઃ-

"હમો અશો કન્યા એરેદત ફેધ્રિના ફરોહરને આરાધીયે છઇએ કે જેણી સઘળાંને મારનાર કહેવાય છે, કેમકે તેણી એક એવા (પુત્ર)ને જન્મ આપશે કે જે દેવો તથા માણસોનાં કપટનો નાશ કરશે."૧.

"વળી યસ્ત ૧૯ (જમ્યાદયસ્ત) ના ૯૨માં ફકરા પ્રમાણે અસ્તવત એરત (રસ્તાખેજ લાવનાર) કાંસુસરોવરનાં પાંણીમાંથી જન્મશે, કે જે હોરમઝદનો દોસ્ત, વીસ્પતઉરવીનો છોકરો, સઘળાંને મારનાર અને નેકીની ફતેહ કરાનારાં જ્ઞાનવાલો છે, કે જે જ્ઞાનથી દુન્યા નેકીની રાહ ઉપર સંપુરણ રીતે ચાલશે."૧.

અને યસ્ત ૧૩(ફરવરદીન) ના ૬૨ માં ફકરા પ્રમાણે ૯૯૯૯ અશો લોકોની ફ્રવશીઓ જરથુસ્ત્રના તોખમનું રક્ષણ કરે છેર. આ ઠેકાણે આપણને એક કુમારી કન્યાથી જન્મ પામેલા તારણ કરનાર વિષે આશા આપવામાં આવી છે એમ ખુલ્લું જણાયછે. જુદા જુદા આકારોમાં જણાયેલા આ જાતના હેવાલો ઇસરાયલ લોકોના પેગંમ્બરોના ઇસારાઓ ઉપરથી લેવાયા હતા કે ઇસરાયેલ લોકોએ બીજાઓના ધર્મ પુસ્તક ઉપરથી લીધા હતા એ એક સવાલ છે,. પણ એટલું તો ચોકસ છે કે જ્યારે પુર્વ તરફથી જરથુસ્ત્રી અથવા મઝદયસ્ની મેજાઇ ધર્મગુરૂઓ બેઠલેમમાં કન્યાને પેટે જન્મેલાં બચ્ચાંને (ક્રાઇસ્ટને) માન આપવા આવ્યા હતા, ત્યારે તેઓ એ

---

૧. આ લખાણ ક્રીસટી સનેની ૬૦૦ થી ૩૦૦ વરષ અથવા તેથી અગાઉનું છે.

૨. ગાથાનાં વજનદાર પણ સાદાં લખાણને આ કુંચા જેવાં લખાણ સાથે સરખાવો. સે. બુ. ઈ. ની માળાનું પુસતક ૩૧-મું પાના ૧થી ૧૯૪.

બાબદથી માહીતગાર હતા અને તેઓ પોતે પણ એક કન્યા કુમારીને પેટે આવનારા તારણ કરનારની રાહ જોતા હતા, તેથી આપણે ધારી શકયે કે યાહુદીઓના રાજા તરીકે જન્મેલા બચ્ચાંની શોધમાં આવવાનો સબબ પણ એજ હોવો જોઇએ. હવે આપણે લોભ લાલચની બાબદ તપાસીયે. જો આપણા ( ખ્રીસ્ટીઓના ) તારણ કરનાર સાહેબ કુળ મનુષ્ય જાત તરફના અંનત પ્રેમના વિચારથી આ મોટી લાલચની સામા થયા હોયે તો ધારી શકાય છે કે તેવણને એવી જાતની ઝપાઝપીમાંથી પસાર થયેલા આગલા વખતના જ્ઞાનીઓ વિષે ઘણી દાઝ લાગી હશે. વળી જરથુસ્ત્રની સામે આવેલી લાલચો વિષે આપણે જાણયે છીએ, અને જે વિષે તેવણને (ક્રાઇસ્ટ) પોતાના બ્રહ્મ જ્ઞાનની મારફતે ખબર પડેલી હોવી જોઇએ, પણ કથા રૂપી હરકયુલીસની મેહેનત એ લાલચોની સામે થવામાં પડેલી મેહેનત આગલ કુચ બીસાદની નથી. બેશક તે લાલચો વિષેની કથામાં એક વખતની ખરેખરી થયેલી મારામારીની બાબદના ફકરાઓ મળી આવે છે, કે જે વખતે, જો કે જરથુસ્ત્રી ધર્મ બચી જવા પામ્યો હતો, તોપણ તે દુન્યાનો એક કટાકટીનો વખત હતો. બુરા મીનોએ જરથુસ્ત્રને ભલી માઝદયસ્ની દીન છોડી દઇને એક બુરા પાદશાહાને મળેલું સુખ અને આબાદીનું ઈનામ કબુલ કરવાને સમજાવ્યો હતો ( વંદીદાદ ૧૯.૪૩ )

"તે બુરો મીનોઅંગ્રમીનો જે મોહતમંદ છે તે બુમ પાડવા લાગ્યો અને પોકાર કરી ઉઠયો. તે દેવોનો દેવ વિચાર કરવા લાગ્યો અને મનસુબો કરવા લાગ્યો, અને તે કે જે બુરા મનનો અંગ્ર મીનો છે તે આ પ્રમાણે બોલ્યો, 'શું ! દેવો કે જેઓ બુરા અને બુરા મનના છે. તેઓ અરેઝુરક પાહાડને મથાલે મીજલસમાં ભેગા ( નહી ) થશે ? તેઓ દોડયા અને પોકારી ઉઠયા,[ખ] તેઓ કે જેઓ પાપી, બુરા મનના અને બુરી આંખવાળા દેવો છે; ચાલો આપણે અરેઝુર પાહાડને મથાલે મીજલસમાં એકઠા મલીએ, કારણ કે તે કે જે સવાબી જરથુસ્ત્ર છે તે પૌઉરૂશસ્પના ઘેરમાં જનમ્યો છે. આપણે તેનો કાંટો કેમ કાઢીયે ? તે દેવોને જખમ કરનારો છે' તે દેવોનો દુષ્મન છે.[ગ] તે દ્રુજોનો દ્રુજ છે (નાશ કરનારનો નાશ કરનાર ) દેવયસ્નીઓના મોંઢા કરમાઇ ગયાં છે, મોહોતનો દેવ ફસડાઇ ગયો છે[ઘ] અને જુઠાઇનો દ્રુજ નીચો પડી ગયો છે.""[૧]

પણ તેઓ (દેવો) પાછા એકઠા થાયે છે (વંદી૦ ફરગર્દ ૧૯. ૧)

---

૧. આ લખાણ ખ્રીસટી સનેની ૬૦૦ વરષ અગાઉનું છે. બારીક સરખામણીઓ, જે ઘણી એકમળતી નથી, તેને માટે કદાચ આ ફકરાઓ તપાસો (ક) ઘણોજ ઉંચો પહાડ (ખ) મોટે સાદે પોકાર મારયો કે મારૂં નામ અસંખ્ય છે. (ગ) શું તું અમને તારાજ કરવા આવ્યો છે ? (ઘ) મોહોત અને દોજખ ને બળતાં સરોવરમાં હોમાવવામાં આવશે.

અંગ્રમીનો, તે બુરો મીનો, ઉતર તરફના મુળકમાંથી દોડી આવીને અશો જરથુસ્ત્ર જે હવે કાંઇ તરતનુ જન્મેલું બાલક નથી પણ પોતાની વયના પુર બહારમાં છે, તેની ઉપર હુમલો કરવા અને તેને મારી નાખવા જુદા ઇના દેવને ફરમાવે છે. તે હુમલાને બંદગી, યજ્ઞ અને દીનના કલામોથી હહાડી કાઢવામાં આવે છે. તે દેવ, નાઉમેદ થયેલો, અંગ્રમીનો આગળ પાછો ફરે છે અને બોલે છે.

"ઓ નાશકારક બુરા મીનો, હું તેને માટે મોહોત જોતો નથી, કારણ કે તે પાક જરથુસ્ત્ર કીર્તીમંદ છે."[ઙ]

જરથુસ્ત્ર તેમના વિચારો સમજીને (પોતાના દીલમાં) બોલે છે:

"દેવો મારૂ મોહોત લાવવાની બાજી રમે છે, તેઓ, જેઓ બુરૂં કરનારા છે."

તે.(જરથુસ્ત્ર) ઉઠયો. તેમના કાવાદાવાથી અને તેમના સખ્ત બોલોથી કાંઇ પણ ઇજા પામ્યા વગર[ચ] તે બહાર પડયો. અને જરથુસ્ત્રે તે બુરા મીનોને જણાવ્યું :

"ઓ બુરા મનના અંગ્રમીનો હું દેવોની પેદાસને મારીશ, હું નસુ (કોહોવાટનો દેવ) ને મારીશ; હું પેલી નાપાક પરી જેણીએ આગળ જ્ઞાનીઓને ફસાવ્યા હતા તેને, છેક પુર્વ[૧] તરફના મુલકમાંથી કાંસુ સરોવરનાં પાણીમાંથી, એક તારણ કરનાર ફતેહમંદ રીતે જન્મશે, ત્યાં સુધી મારીશ."

અને અંગ્રમીનોએ જવાબ આપ્યો અને બુમો પાડી બોલ્યો–

"પવીત્ર જરથુસ્ત્ર, મારી પેદાસને મારતો ના.[ક] તું પૌરૂશસ્પનો છોકરો છે. તુંને મેં તારા જન્મથીજ યાદ કર્યો[૨] છે,[ખ] મઝદયસ્નની ઓની[ગ] ભલી દીન તું તજી દે, જે બદલો[ઘ] પેલા ઘાતકી રાજા વધગનને મલ્યો હતો તે તું મેલવ."

અને જરથુસ્ત્રે જવાબ આપ્યો–

"હું કદી પણ મઝદયસ્નની ભલી[ઙ] દીન છોડીશ નહી. (નહી) મારૂ શરીર કે મારો જીવ[૩] કે મારી બુદ્ધી છુટાં પડે તોપણ નહી."

---

(ઙ) તે મહાત્મા. (ચ) શેતાનની લાલચથી ફસાવવા તેને જંગલમાં લઇ જવામાં આવ્યો.

૧. એક શાંતી ભરેલી જગ્યા.

સરખામણીને માટે આ ફકરાઓ કદાચ ચાલશે. (ક) અને દેવો તેની શોધમાં ગયા ઇત્યાદી. (ખ) હું જાણુંછું કે તું કોણ છે. (ગ) જો તું મારે પગે પડે અને મારી પુંજા કરે તો આ બધી ચીજો હું તુંને આપીશ. (ઘ) આ સત્તા હું તુંને બક્ષીસ. (ઙ) તુંને તારા ધણી ખોદાને આરાધવા જોઈએ.

૨. પહેલો પુરૂષ અનીયમીત ભુતકાળ.

૩. વધારે સારો અરથ ઉઠા[illegible]ાની મતલબથી બીજા તરજુમો કરનારાઓ વચ્ચે "જો" ઉમરે છે અને આ પ્રમાણે અરથ કરે છે–"જો મારૂં શરીર, કે જીંદગી કે મારી ઈંદ્રીઓ એક બીજાંથી જુદાં પડે તોપણ હું એ ધરમ છોડું નહી."

ત્યારે બુરી દુન્યાનો બુરો મીનો તેની તરફ પોકારી ઉઠયો:

"તું કોણના કલામથી આ પ્રમાણે જીત મેળવશે, તું કોણના કલામથી ના ફરમાન થશે. તું કયાં સઉથી સરસ બનાવેલાં હથીઆરથી આ મારા પ્રાણીઓને મારશે?"

અને જરથુસ્ત્રે જવાબ આપ્યો:

"હોમ તસ્તા (રકાબી) હાવનની અને હોરમઝદે કહેલા[૧ ચ] કલામથી (હું તારી પેદાયશયને મારીશ). મારાં આ હથીઆરોથી (હું તુને મારીશ) તેઓ ઉત્તમ છે. હું એ કલામથી ફતેહમંદ થઇશ, હું એ કલામથી તુંને હાંકી કાઢીશ,[છ] ઓ બુરા અંગ્રમીનો મારા આ સંપુર્ણું હથીઆરોથી (હું મારીશ) સઉથી ભલામીનોએ તે પેદા કર્યા છે;[જ] હદવિનાના વખતમાં તેણે તે બનાવ્યાં હતાં. અને ભલાં અમશાસ્પંદોએ તે આપ્યાં હતાં, તે આ કે જેઓ વાજબી રીતે રાજ ચલાવનારા છે અને સઘળાંનો વાજબી રીતે નીકાલ કરનારા છે."

અને જરથુસ્ત્રે (અહુનવર) પઢયો–

"જેમ વડા ગુરૂને માન આપવામાં અને પસંદ કરવામાં આવે છે તેમ ઉતરતી પાયેરીના ગુરૂને પણ અશોઇને લીધે (ચુંટી કાઢવો જોઇએ) તે ભલી મનશનીવાલો અને પોતાની જીંદગી સુધી હોરમઝદને લાયકના કામો કરનારો હોવો જોઇએ, અને સઘળી હકુમત[ઝ] હોરમઝદના (તરીકાની હોવી જોઇએ) કે જેથી ગરીબોનું રક્ષણ થાયે."[૨]

અહીં આપણે આ ફરગર્દ (૧૯.૧૪૭)ની છેલી લીટીઓ ટાંકીશું.[૧]

"બુરૂ કરનારા અને બુરા દેવો પોકાર્યા, અને નાઠા, તેઓ નાહસ્તા નાહસ્તા અંધારા રેહેહાનને તલ્બે નાઠા, એટલે કે ભયંકાર દોજખના ગારમાં ગયા."[ટ]

(યાહુદીઓના) પાછા ફરવા પછી તરતજ અથવા લાંબો વખત પછી પણ, ઇરાનને તાબેની પ્રજાનો કોઇ પણ શખસ આ વિચીત્ર કહાણી ફરી

૧ (ચ)એમ લખેલું છે. (છ) અહીંથી જતો રેહ (જ) ખોદાનો બોલ આત્માની તરવાર સમાનછે. (ઝ) તેનીજ તુંએ તાબેદારી કરવી જોઇએ. (ટ) પછી શેતાન તેને અંધારી ખાહીમાં છોડી જાય છે.

૨. ટાંકેલું લખાણ અસલ કવીતા રૂપી હોવાથી તેના તરજુમામાં પણ તાલ સમાયલો છે.

રસાઓથી બીનવાકેફ હશે નહી; અને ધર્મ સંબંધી વાદવીવાદની વખ તે જેને પણ આ વિષેની ખબર હશે તે એ વિષે ઇસારાઓ કર્યા વગર રહયો ન હશે.

એ ધર્મ (જરથુસ્ત્રી) માનસિક છે. (એટલે કે એ ધર્મના ફરમાનોને ખરાં દીલથી પાળવાં જોઇએ, નહી કે બહારની દેખાદેખીથી એ ધર્મ પાળનારા તરીકે ખપવું.) (મનની) પવીત્રાઈ તેમજ બહારની ચીજોનો બદલો પણ માંગવામાં આવે છે. (યસ્ન. ૨૮. ૬)

'ભલા મનથી અને પવિત્રાઇથી તથા હોરમઝદી રસ્તો અખત્યાર કરીને એ અશોઇ હું તુને કયારે પોહોંચીશ'?

હવે આપણે તે બાબદની તપાસ કરીયે કે જેને આપણું ધ્યાન ખેંચ વાનો મજબુત હક છે. જો કે જરથુસ્ત્રી ધર્મમાં જણાયેલી બીજી ઘણી બાબદો એક વધારે જુના પણ ભાઇબંધ ધર્મમાં મળવી જોઇએ એવી છે, તો પણ જે એક મુખ્ય બાબદ ઇરાની શાસ્ત્રમાં (Persian Bible) જણાવવા માં આવી છે તે ઉપરથી આપણે બધાઓએ કબુલ કરવું જોઇએ કે ઇશ્વર તરફથી પ્રગટ થયેલું સત્ય ઇરાની ધર્મ પુસ્તકની મારફતે પહેલ વહેલું જાહેરમાં આવ્યું હતું. હું બીહીતાં બીહીતાં કહીશ કે આપણા તારણ કરનાર (ક્રાઇસ્ટ) ના વખતમાં પણ ધર્મી યાહુદી લોકોના મનમાં ભવિષ્યની જીંદગી વિષેના મત માટે કેટલો બધો શક હતો, તે આપણે બરોબર જાણતા નથી. આપણે એટલું જાણીએ છીએ કે 'સેદુસી' લોકો ફરેસ્તા કે આત્મા, કે રીસ્તાખેજની હસ્તી માનતા નહતા, અને અને તેઓ ફેરેસી લોકોની બરોબર સત્તા ભોગવતા હતા; ખરેખર તેઓ સંસાર મંડળમાં મોટો લાગવગ ધરાવતા હતા, અને ઘણા રાજવંશી ધર્મ ગુરૂઓ તેમની સંપ્રદાના હતા. આપણામાના ઘણાકોને ઘણું અજબ જેવું લાગશે કે ખોદાની મેહેરબાનીની તળેના અસલી લોકોનો જે ટોલો અશો હોવાનો અને અસલ પેન્ટાટ્યુ (યાહુદીઓનું એક ધર્મ પુસ્તક) ને વળગી રહેનારા તરીકેનો મુખ્ય કરીને દાવો કરતો હતો તેજ ટોળો ધર્મના મુખ્ય સીદ્ધાંતો તરીકે હાલના વખતમાં બહોલી રીતે મનાતા મતોને તદન ના કબુલ રાખનારો હતો. જ્યારે આપણા તારણ કરનારના વખતમાં— જે વખતે અમર્ગપણા અને રસ્તાખેજના મતો લાંબો વખત અગાઉના જાણીતાં થયલાં હતાં,—એવી હાલત હતી ત્યારે જે વખતે પેન્ટાટ્યું કેતાબમાં આ મતો વિષે કાંઇ પણ ખુલ્લી રીતેજણાવેલું ન હતું,

અને જેની અસર ધર્મ શાસ્ત્રોમાં પાદરીઓએ પછવાડેથી કીધેલા વધારાથી હજી ઘટી ગઇ ન હતી, તે વખતે આ બાબદો વિષેના લોક મતની કેવી હાલત હોવી જોઇએ! હવે પેહેલાં અમંગપણા વિષે તપાસ કરીશું.

બેહેસ્ત અને દોજખ, મુખ્ય કરીને ઘણા આગળા વખતના અવસ્તા લખાણો પ્રમાણે તદન માનસિક (મનની) અવસ્થાઓ જેવાં છે. (યસ્ન. ૩૦ ૪)

સરૂઆતમાં બેમીનો સાથે મલ્યા, અને નક્કી કીધું કે બુરાને અંતે બુરી હાલત (દોજખ) અને ભલાને અંતે ભલાઇ (બેહેસ્ત) મળશે.૧

સારૂં ફળ અને સીક્ષા સૌ કોઇને પોતપોતાની કરણી પ્રમાણે મળે છે. (ય. ૩૧. ૨૦)

"અને આ જે તમારી હાલત છે તેમાં, ઓ બુરાઓ, તમારી કરણીએ તમોને લાવી મુકયા છે.૧ (ય. ૪૬. ૧૧) દ્રુજે દેમાનમા (દોજખમાં) તેઓના શરીરો પોતાના અને પોતાના આત્માના શ્રાપની અસરથી હંમેશ સુધી પડી રહે છે."૧

વંદીદાદની ૧૯ મી ફ્રરગરદના ૩૦ માં ફકરા પ્રમાણે ચીનવદ, અથવા ઇનસાફના, પુલ ઉપરથી પસાર થતી વખતે એક ગુજરેલાં રવાનની સામો એક સ્ત્રીનો આકાર બે કુતરાઓનીર સાથે આવીને ઉભો રહે છે, અને આ સ્ત્રી કોણ છે તે વિષે યસ્ત ૨૨ (વીસ્તાસ્પ યસ્ત) માં જણાવવામાં આવ્યું છે. તેણી કોઇજ નહી પણ તે રવાનનું અતંકરણ છે. તે આકાર સ્ત્રી જાતીના મનોહરપણાના સ્વરૂપ તરીકે દેખાય છે; તેણી ખુબસુરત, ભપકાદાર, અને જુવાનીના પુર બહારમાં દેખાયે છે. તે રવાન તેણીને પુછે છે, 'તુ કોણ કન્યા છે? (તારા જેવી ખુબસુરત કન્યા મે આજ સુધી જોઇ હતી નહી.) અને તે કે જે તેનું પોતાનું અંતકરણ છે, તે જવાબ દે છે, "હું ખરેખર, અય જુવાન માણસ, તારૂં અંતકરણ છું, તારા પોતાના નેક વિચારો, નેક વચનો અને નેક કામો છું." વળી તે પુછે છે કે કોણે તુંને એવી ખુબ્જોગીવાળી, શ્રેષ્ટ, ખુબસુરત, ફતેહમંદ અને દુખના દુષ્મન તરીકે, (બનાવી છે અને) અહીંયા ચાહીને બોલાવી છે. અને તે જવાબ દે છે, અય જુવાન, તેં મને અહીં ચાહીને બોલાવી છે, તારા નેક વિચારો, નેક વચનો અને નેક કામોથી (હું એવી

---

૧. આગળા અવસતામાંથી લીધેલું છે. ખ્રીસટી સનેની ૧૦૦૦થી ૧૫૦૦ વરસો આગમજનું છે.

૨. સરબીરસ (Cerberus) ને મળતું જનાવર.

ખુબસુરત બની છું) કારણ કે જ્યારે તું મુર્તી પુંજા જોતો ત્યારે તેથી દુર રહેતો હતો, ગાથા ગાતો હતો, ભલાં પાણી તથા હોરમજદના આતશને આરાધતો હતો અને નજદીકથી તેમજ દુરથી આવતા અશો શખસોની પરોણાગત કરીને તેમને સંતોષ આપતો હતો. હું પોતે તો પ્યારને લાયેકની હતી પણ તેં મને વધારે પ્યારને લાયેકની બનાવી છે, હું ખુબસુરત તો હતી પણ તેં મને વધારે ખુબસુરત બનાવી છે, હું આનંદમય તો હતીજ પણ તેં મને તારા નેક વીચારો, નેક વચનો અને નેક કામોથી વધુ આનંદમય બનાવી છે. (આ ઠેકાણે આપણે જણાવીશું કે નામાકીત મેથ્યુની ચોપડી (xxv. 37) માં એવી રીતની ખુશાલી ભરેલી-અજાયબીનું બ્યાન મળી આવે છે. (ત્યાં) પણ એક રવાન જાણે પોતે જોતો દેખાવ માનતું નહી હોય તેમ અજાયબ થઇને પુછે છે 'શું અમે તુંને ભુખો જોઇને ખવાડ્યું હતું?' અને તેને જવાબ મલે છે કે 'તેં મને પાલ્યો છે અને રાખ્યો છે' તેથી તે અજબ થાયે છે; 'તુંને કોણે અહીંયા ચાહીને બોલાવ્યો છે'? અને જવાબ મળે છે કે 'તેં મને ચાહીને બોલાવ્યો છે કેમકે તેં દુરથી તેમજ નજદીકથી આવતા અશો લોકોને સંતોષી કીધા હતાં.')૧ જેવું તે રવાન ચીનવાદના પુલ ઉપરથી પસાર થઇને આંગલ વધે છે કે એક સોનેરી તખ્તની નજદીક આવે છે જ્યાં ભલુમન (બેહમન અમશાસ્પંદ) બેઠેલું છે. (વંદીદાદ ફર્ગ. ૧૯. ૩૧) તે (બેહેમન) ઉઠે છે અને તે રવાનને આવકાર દે છે. (અને પુછે છે) 'તું પેલી મોહોતમંદ દુન્યામાંથી આ અમર્ગ દુન્યામાં ક્યારે આવ્યું'? અને તેની અગાઉ તે દુન્યામાં ગયલાં અશો રવાનો પણ તેને એજ મીસાળનો સવાલ કરે છે, 'તારો છુટકારો કેટલો વખત થયો થયેલો છે?' ત્યારે અહુરમજદ બોલે છે કે 'તેને તે ભયંકાર રસ્તા વિષે પુછો ના, કે જે રસ્તો આત્મા અને શરીરને જુદા રાખનારો છે.' (યસ્ત. ૨૨) અને પેહેલેજ પગલે તે રવાન ત્રીગુણ બેહેસ્તનાં દરવાજામાં દાખલ થાય છે જે હુમત બેહેસ્ત છે, બીજું કદમ તે હુખ્ત માં મુકે છે અને ત્રીજું કદમ તે હુવર્ષ્ત બેહેસ્તમાં મુકે છે.૨ ત્યાર પછી તે રવાન ખુશી થતું અશો રવાનોની નજદીક, અહુરમજદના સોનેરી તખ્તની આગળ, અને સુખ બક્ષનારા અમશાસ્પંદોની નજદીક આવે છે અને ગરોથમાન બેહેસ્ત જે અહુરમજદ અને બીજા અમશાસ્પંદોનું મકા

---

૧. પાછલા વખતના જરથુસ્ત્રી લખાણોમાં "રાખ્યો અને પરોણાગત કીધી" એમ કહેલું છે.

૨. ન્યુ ટેસ્ટામેન્ટનું એને મળતું લખાણ રેવીલેશન (xxii. 11) માં મળે છે: જે પાપી છે તેને હજી પાપી રહેવા દો અને જે ગંદીલો છે તેને હજી ગંદીલો રહેવા દો.

ન છે ત્યાં આવી પોહોંચે છે.૧ (વંદ. ૧૯. ૩૩) એવીજ મીસાળનું એક બુરૂ રૂહ બુરા માણુસના રવાનની સામે આવી ઉભું રહે છે; તેનું અંતઃકરણ એક ભયંકાર સ્ત્રીનો આકાર લે છે, બુરાઓ અને અંગ્રમીનો તેને પજવે છે અને છેલ્લે તે દુષ્મત દુજુખ્ત, અને દુજવરશતના દોજખોમાં ખેંચા ઇ જાયે છે.

પાછલા વખતના ઈસાયાની આગમજ એટલે કે, યાહુદીઓના કેદ આના અગાઉ, તેઓને આત્માના અમર્ગપણા વિષેના મતની કાંઇ પણ ખબર નહતી, એ વાત તો કોઈ પણ વિદવાન ધર્મશાસ્ત્રી કબુલ રાખશે, જયારે જરથુસ્ત્રી ધર્મ શાસ્ત્રોમાંતો આત્માના અમર્ગપણા વિષેની સઘળી સ મજણ આપેલી છે, અને સઘળા આ દુન્યામાં કીધેલા કર્મોના ફળ અને પરીણામો બેહેસ્ત અથવા દોજખમાં ભોગવાતાં જણાવેલાં છે. જરથુસ્ત્રી ધર્મમાં જણાવેલાં બેહેસ્તની કદી છેડો નહી આવે એવી ભવિષ્યની હાલ ત વિષે જો કાઇ સાબેતી માંગવામાં આવે તો, ( એ ધર્મના લખાણોમાં) એ બાબદ વિષે બોલતાં જે " હંમેશ ને હમેશ સુધી " એવાં વિશેશણો વાપડવામાં આવ્યાં છે, તે ઉપરથી મળી શકશે.૨ અને આ તથા એવાજ બીજા વાકયો ઉપરથી ચોકસ રીતે જણાયે છે કે અમેરેતાત–અમર્ગપણું ઇશ્વિરના છ રૂપ આપવામાં આવેલા ગુણોમાંના એક ગુણ તરીકે આ દુ ન્યાની લાંબી જીંદગીનો વિચાર આપે છે એટલુંજ.નહી પણ કદી નહી છેડો આવે એવી આત્માની અમર્ગ હાલત વિષેનો પણ ખ્યાલ આપે છે.

રસ્તાખેજનો મત જાણે રવાનોના બેહેસ્તમાં ગયા પછી તેઓ પવી ત્ર થયેલી દુન્યામાં પાછા ફરશે, એવો વિચાર બતાવે છે.

જુદી જુદી જગ્યાએ થતા ઇસારાઓ ઉપરાંત (Fragments IV. માં) આ મત વિષે આ પ્રમાણે લખાણ મલે છે " અંગ્રમીનો તે બુરેમીનો જમીનને તળીએ નાબુદ થાઓ, દેવો નાબુદ થાઓ, મુવેલાં સજીવન થાઓ, અને હવે આ જીવ વગરના શરીરોમાં જીવ પાછો આવો.૩ અને ૧૯ મી યસ્ત (જમ્યાદ) ના ૮૩ માં ફકરા પ્રમાણે રસ્તાખેજની સાથે સંપુર્ણતાનો હજારો આવશે. 'હમો તે ફતેહમંદ તારણ કરનાર અને તેના સાથીઓના કયાની નુરને આરાધીએ છીએ જે દુન્યાને સંપુર્ણતામાં આ

૧. ક્રીસટી સનેનીં ૫૦૦ વરસ અગાઉનું આ લખાણ છે.

૨. એ વિશે બીજે ઠેકાણે મેં ચરચા ચલાવી છે.

૩. ક્રીસટી સનની ૩૦૦ વરસ આગમજનું આ લખાણ છે.

ગળ વધારશે, જ્યારે તે (દુન્યા) નહી મરે એવી, નહી નાશ પામે એવી, નહી કોહે એવી, હંમેશાં જીવતી, હમેશા ઉપયોગી, અને સઘલી ઇચ્છાઓને બર લાવે એવી થશે, જ્યારે ગુજરેલાંઓ પાછાં ઉઠશે, અને અમર્ંપણુ આવશે, જ્યારે મુલકો સઘલા મોહત વગરના થશે.'[૧] આ અગત્યના મત વિષે કાંઇપણ અસલ ખુલાસો જુની બાઇબલના ફકરાઓમાં મુદલ જણાતો નથી. હવે યાહુદીઓનાં બંધીખાનામાંથી પાછા ફરવા પછીના લખાયલા ફકરાઓ તપાસો, કે જે બંધીખાના વખતે યાહુદી લોકો એક મોટા ધર્મના સમાગમમાં આવ્યા હતા, અને જે ધર્મમાં ઉપર ટાંકેલા ફકરાઓમાં મળી આવતી બાબદોનો મુખ્યત્વે કરીને સમાવેશ થયલો હતો. આ પાછળના ફકરાઓમાં આપણને શું માલમ પડે છે? પહેલાં તો, પાછલા વખતનો ઇસાયા ખુશાલી ભરેલી આશા દેખાડતો જણાયે છે. "તારા ગુજરી ગયેલાંઓ જીવતાં થાઓ, મારૂં મરી ગયેલુ શરીર પાછું ઊભુ થાઓ. ઓ તમો કે જેઓ મતીમાં પડેલાં છો તેઓ ઉઠો અને (ઇશ્વર સ્તુતી) ગાવો, કારણ કે તારો દવ તે ઝાડપાણોના દવ મીસાળ છે અને ધરતી માતા દતાયલાં શરીરો બહાર કાઢી નાખશે" ત્યાર પછી દેનીયલની કેતાબમાં એ વિષે સંપુર્ણ ફલવો આ પ્રમાણે મલે છે. 'અને મટીમાં સુતેલાંમાના ઘણા જણો ઉઠશે, કેટલાકો હમેશ સુધીની જીંદગીને માટે અને કેટલાકો શરમ અને હમેશ સુધીના ધીકકારને માટે (ઉઠશે).' અને તોપણુ આપણે ઉપર જોઇ ગયા તેમ ખોદાના પસંદ કરેલા લોકોએ ક્રાઇસ્ટના વખતે પણ આ લખાણની મતલબ પુરેપુરી કબુલ રાખી ન હતી. તેથી આપણે એવુ અનુમાન કાઢીશું કે—યાહુદીઓનો અસલ ધર્મ સેડુસીક હતો (એટલે કે તેઓ મુઆ પછી કંઇ ભવિષ્યમાં છેજ નહી એમ માનતા હતા.)

તે લોકો (યાહુદીઓ) કેદખાના વખતે ઇરાનીઓના સંબંધમાં આવયાથી રસ્તાખેજ અને ભવીષયની જીંદગી વિષેની આશાઓથી વાકેફ થયા હતા, પણ જુના વિચારવાળાઓ પોતાને ધર્મચુસ્ત, સેડુસી તરીકે ઓલખાવીને, લોકોમાં ફેલાતા જરથુસ્ત્રી ધર્મના વિચારોની સામે થવા લાગ્યા હતા. તોપણુ આ પાછલા (જરથુસ્ત્રી) મતવાલાઓએ પોતાનો એક જુદો ટોલો સ્થાપ્યો હતો જેને તેઓએ પોતે અથવા તેમના હરીફોએ, ફારીસી, ફારસી, ઇરાની, (નહી કે છુટા પડેલા, ભિનપંથી)[૨] એવું

---

૧. ક્રીસટી સનેની આસરે ૫૦૦ વરસ આગમજનું આ લખાણુ છે.

૨. આગલાં પાના ઉપર આપેલો અરથ જુઓ.

નામ આપ્યું હતું. તે પાછલાઓ (જરથુસ્ત્રી મતવાલાઓ) એ પોતે અખત્યાર કીધેલા વિચારોને વધારે ને વધારે ખીલવ્યા હતા અને તેઓ અંતે ઇશ્વરી બસારત તળે આપણને (ખ્રીસ્ટીઓને) આપણા ધર્મના (ખ્રીસ્ટી) મુખ્ય ફરમાનો લાવી આપવામાં એક સાંધણ તરીકે થઇ પડયા હતા.[1]

એક સુસ્ત ખ્રીસ્ટી તરીકે બોલતાં હું જણાવીશ કે હું આ અનુમાન ઉપર આવ્યો છું કે જો કે જુની અને નવી તેસ્ટેમેન્ટના શાસ્ત્રો પોતાના મહીમા અને આસ્થામાં હરીફ વગરના છે, અને મનુષ્ય જાતને જણાયેલી એવી જાતની બીજી બાબદો કરતાં તેઓ કદાચ સઉથી વધારે અસર કરનારા છે અને વળી ખોદાઇ બસારતના તરીકે હોવાનો પુરતી રીતે હક ધરાવી શકે છે, તોપણ વધારે નિર્નિમાન પણ ઘણે દરજજે એ (ખ્રીસ્ટી) ધર્મની આગમજ થઇ ગયેલા માઝદયરની ધર્મે યાહુદી ધર્મગુરૂઓના ભાગા તુટા વિચારોને મજબુતી અને આકાર આપ્યો હતો, તથા તેમનામાં ધર્મ સંબંધી ઘણા તદન નવા વિચારો દાખલ કર્યા હતા એટલુંજ નહી પણ ભવિષ્યની અમર્ગ જીંદગી અને રસ્તાખેજના સર્વેથી અગત્યના મતો વિષે તો એ ધર્મે દુન્યાના લોકોમાં પુરતો વિશ્વાસ બેસાડી દીધો હતો.

પણ મનુષ્ય જાતની જે સર્વેથી મોટી અને ઘણી ઉમદા સેવા તેણે (જરથુસ્ત્રી ધર્મે) બજાવી છે તે એ છે કે સેવટના ઇનસાફની વખતે નેકીથીજ ખુદ સારૂ ફળ અથવા સુખ મળશે અને બદીથી ખુદ સીક્ષા અથવા દુઃખ મળશે, એવા મતનો તેણે ધર્મના ફરમાન તરીકે ફેલાવો કર્યો હતો.

હવે તે વખત વહી ગયો છે, અને આશા છે કે હંમેશ સુધીનો તે વહી ગયો છે કે જયારે ખ્રીસ્ટી (ધર્મનો) બચાવ કરનારાઓ, યાહુદીઓ

---

૧. જરથુસત્રીઓના સંબંધમાં આવ્યા અગાઉ યાહુદી પ્રજાના ઘણા શખસોના મનમાં રસતા ખેજ કે એવાં બીજાં જાણાતાં જરથુસત્રી મતો વિષે કાંઇ વિચાર આવ્યો ન હતો એમ કાંઈ કહેવાનું નથી. વળી એમ પણ કબુલ રખાયે કે પૃથ્વીની સપાટી ઉપર એવી કોઇ પ્રજા ન હશે કે જેનામાં ઉપર કહેલા મતોના જેવાં કાંઈ વિચારો ફેલાયેલા ન હોય, પણ નક્કી રીતે જણાયેલાં, બહોલી રીતે મનાતા અને પુર જોશથી ફેલાવવામાં આવતાં મતોની સાથે એવી ઢંગ ઢડા વગરની કલપનાઓ સરખાવી શકાયે નહીં.

થી તદન જુદા લોકોએ તેમના ધર્મની જે ઘણી અગત્યની સેવા બજાવી હતી, તે કબુલ રાખવાને આંચકી ખાતા હતા. અને જે મોટા મતો ઉપર આપણી ભવિષ્યની જીંદગી વિષેની આશાઓ લટકેલી છે તેમતો માત્ર જોરદન નદીની પશ્ચીમે વસ્તી એક નાની પ્રજામાં પહેલ વહેલા મનાયાં નહતા પણ તે આગમજ ઇરાન દેશના લખો લોકો પહેડી દર પહેડી તે મતોને માનતા આવ્યા હતા એ ખચીત ખુશી થવા જોગ બીના તરફ કોઇપણ આંખ વિચામણી કરશે નહીં. આ કારણોને લીધે એ અસલી સાહીત્ય (જરથુસ્ત્રી ધર્મનું) આપણું માન મેળવુવાનો દાવો કરી શકે છે અને તે વિષે શોધ ખોલ કરવાની આપણી ફરજ છે. તે હવે એક અ થાગ વિદવાન શોધ ખોલ કરનારને માટેજ નહી પણ દરેક ચંચળ અ ભ્યાસીને માટે ખુલ્લું છે અને આશા રાખવામાં આવે છે કે નજીવી ચી જો તરફ એટલી બધી લાગી રહેલી મનુષ્ય મેહેનતના જથ્થામાંથી, આ ભૂત કાળનાં ઉમદા અને મહોભાવાળા સ્થંભનો અભ્યાસ કરવા પાછલ થો ડીક મેહેનત લેવામાં આવશે.

